ગ્રંથ મળવાનાં ઠેકાણાં :—

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ, ચંપાગલી મુંબાઇ.

બુકસેલર મેઘજી હીરજી પાયધુની મુંબાઇ.

વકીલ મોહનલાલ હીમચંદ પાદરા.

વિજાપુર જૈનમિત્ર મંડળ.

હા. શા. મોહનલાલ જેશીંગભાઇ.

# નિવેદન.

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી કાગળ છપાઇ વિગેરેની સખ્ત મોંઘવારી છતાં પણ ઉપયોગી પુસ્તકો છપાવી સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તે મુજબ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાલાના છપનમા મણકા તરીકે આ ગ્રંથ બહાર પાડવામાં આવે છે, ગ્રંથની પ્રસ્તાવના વાંચવાથી ગ્રંથનુ મહત્વ અને ઉપયોગિતા જણાશે. ગ્રંથ વાંચતા પહેલા પ્રસ્તાવના વાંચવા ખાસ ભલામણ છે. ગુરૂભકિત માટે આ ગ્રંથ અત્યંત ઉપયોગી છે તેના વાચન, શ્રવણ, મનનથી આત્મિક ધર્મનો આવિર્ભાવ થશે. હાલના જમાનાનાં ગુરૂઓ તરફ અરૂચિ-નાસ્તિકભાવ વધે છે તે ન વધે અને આત્માની શુદ્ધતા થાય તે માટે આ ગ્રંથ દુનિયાને ઘણો ઉપયોગી પડશે.

આ ગ્રંથની કિંમત રૂ. ૦-૧૨-૦ રાખી છે જે પડતર કરતાં ઓછી છે જેથી વધારે પ્રમાણમાં તેનો લાભ લેવાશે એમ આશા છે.

---

## આભાર—ધન્યવાદ.

આ ગ્રંથ છપાવવામાં અમદાવાદ (ઝવેરીવાડ) ના જૈન ઝવેરી બુધાલાલ વાડીલાલે રૂ. ૧૦૦) આપ્યા છે તથા અમદાવાદ ( આમલીપોળ ) ના શા. સકરચંદ હીરાચંદે રૂ. ૧૫૦) આપેલા છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે. સકરચંદભાઇના પિતાજી શા. હીરાચંદ સબાપુજી, શ્રીમદ્ રવિસાગરજી માહારાજ તથા શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીના ભક્ત હતા. તેમણે ગુરૂ પાસે રહી જ્ઞાન મેળવ્યું હતું તેમના પુત્રે તેમના પગલે ચાલી આ કાર્યમાં મદદ કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ઝવેરી બુધાલાલભાઇએ ગુરૂ માહારાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજના સદુપદેશથી અમદાવાદથી સંઘ કાઢી સરખેજની યાત્રા કરી હતી. તેમજ ગુરૂ મહારાજના ઉપદેશથી તેમણે દર વર્ષે અમુક રકમ પુસ્તક છપાવી જ્ઞાન વૃદ્ધિના કાર્યમાં વાપરવા સંકલ્પ કર્યો છે, તેથી તેમને ધન્યવાદ ઘટે છે. આવાં જનસમાજને ઉપયોગી પુસ્તકો છપાવવાની રૂચિ વધો એમ ઈચ્છાય છે.

પાદરા. ૧૯૭૭-આશાઢી પૂર્ણિમા. | શ્રી અધ્યાત્મજ્ઞાન પ્ર૦ મંડળ.

# प्रस्तावना.

अज्ञानतिमिरांधानां-ज्ञानांजनशलाकया
नेत्र मुन्मीलितं येन, तस्मै श्रीगुरवेनमः १
गुरु र्देवो गुरु ब्रह्मा गुरु र्विष्णुः सदाशिवः
गुरु र्माता पिता मित्रं-सर्वतीर्थमयोगुरुः २
गुरु र्ब्रह्मा महाशक्तिः सर्वशक्तिप्रदायकः
ज्ञानाधारो गुरुः श्रेष्ठः नमामि तं गुरुं सदा ३
गुरुरर्हन् गुरुः सिद्धः गुरुराचार्यपाठकः
गुरुः साधुः परब्रह्म, तस्मै श्रीगुरवे नमः ४
गुरोः संगति योगेन, ब्रह्मत्वं समवाप्नुयात्
अनंतोपकृतेर्मूर्ति, नमामि सद्गुरुं सदा ५
ज्ञानमूलं गुरोर्वाक्यं-शास्त्रमूलं गुरोर्वचः
धर्ममूलं गुरोः सेवा नमामि तं गुरुं सदा ६
गुरुं विना शिवमार्गोऽस्ति नास्ति जगत्त्रये
अतः स्वार्पणभावेन नमामि सद्गुरुं सदा ७
गुरुरात्मा महावीरो यदिरन्तर् प्रकाशकः
सर्वं तेजस्विनां तेजः नमामि सद्गुरुं सदा. ८

આ પુસ્તકનું નામ ગુરૂગીત ગુંહલી સંગ્રહ રાખવામાં આવ્યું છે. તેમાં ગુરૂનો મહિમા, ગુરૂભક્તિ સેવા, ગુરૂધ્યાન, ગુરૂ સ્મરણ આદિનો પ્રબોધ છે. સં. ૧૯૭૬ ના ચૈત્રવદિ એકમથી સં. ૧૯૭૬ ના અસાડ પૂર્ણિમા સુધીમાં જે જે ગુરૂ ભક્તિ સંબંધી ઉદ્ગારો પ્રગટ્યા તેનું વાઙ્મય શબ્દ સ્વરૂપ આલેખવામાં આવ્યું છે. અનેક નયોની અપેક્ષાએ ગુરૂનું અનેક પ્રકારે વર્ણન છે. વ્યવહાર નયની અપેક્ષાએ પંચ મહાવ્રત ધારી ઉપકારક ગુરૂની સ્તુતિ કરવામાં ગહુંલીઓ અને ગીતો રચાયાં છે. સ્વાત્મા તેજ પરમાત્મ છે અને

આત્મા તેજ નિશ્ચય નયની અપેક્ષાએ સદ્‌ગુરૂ છે એમ નિશ્ચયનય દૃષ્ટિની અપેક્ષાએ આ પુસ્તકમાં કેટલીક ગુંહલીઓ અને ગીતો રચેલાં છે. નિશ્ચય નયની અપેક્ષાએ આત્મા તેજ અરિહંત મહાવીર માની આત્મમહાવીરનું ગાન કરવામાં આવ્યું છે. એમ નયોની અપેક્ષાએ પરસ્પર વિરોધ ન આવે એવી રીતે ગુરૂનો મહિમા ભક્તિનો પરિચય આપ્યો છે. સર્વ દર્શનોનો, સાત નયની અપેક્ષાએ જૈન દર્શનમાં અંતર્ભાવ થાય છે. તદપેક્ષાએ સર્વદર્શનીય લોકોને સાપેક્ષાએ ગુરૂ ભક્તિનાં ગીતો એકસરખાં લાગુ પડે એવી રીતે કેટલેક સ્થાને ગુરૂગીતોમાં શબ્દ યોજના પરિભાષા ભાવનું આલેખન છે. ગીતોમાં બાલજીવોને અવિરોધી ગુરૂ સ્તુતિનો ખ્યાલ આવશે. ગુરૂની સેવા ભકિત કરવામાં જે જે ઉપસર્ગ પરિષહ દુઃખ સહન કરવાં તેને ઝેરની ઉપમા આપવામાં આવી છે તેને સમભાવે સહવાં તે વિષને ગોળીને પીવા બરોબર છે એમ આલેખ્યું છે. નામ રૂપનો મોહ ભૂલી જવો અને ગુરૂ રૂપ થઇને ગુરૂને પામવા તેજ ગીતોમાં મુખ્ય ભાવ છે. આત્માની શુદ્ધિ માટે ગુરૂને શરણે જવાનું છે. વ્યવહારનયથી શરીર ધારી સદ્‌ગુરૂને સાકાર ગુરૂ દર્શાવી તેમની ભકિતનું ગાન કર્યું છે અને નિશ્ચય નયની અપેક્ષાએ આત્માને નિરાકાર સદ્‌ગુરૂ માની તેનું ભકિત ગાન કર્યું છે. નિશ્ચયનયની અપેક્ષાએ આત્મ-ગુરૂ અને આત્મમહાવીરનું સ્થળે સ્થળે ગાન કરેલું છે અને સંગ્રહ નયની અપેક્ષાએ આત્મસત્તાની વિશ્વમાં વ્યાપકતા સ્વીકારીને બ્રહ્મ સત્તા ગુરૂનો મહિમા ઘણે સ્થળે ગાયો છે એવી પરિભાષાને ધ્યાનમાં લેતાં સાપેક્ષ ગુરૂ વર્ણનથી ભરપૂર ગુરૂગીત ગુંહલી સંગ્રહ સમજવામાં આવશે. ગુરૂથી જ્ઞાન થાય છે. પરમાત્મ તીર્થંકરના વિરહે ગુરૂની સેવા ભકિતથી આત્માની શુદ્ધિ થાય છે માટે ગુરૂનો મહિમા તીર્થં-કર સમાન વસ્તુતઃ મહિમાની અપેક્ષાએ ગાયો છે. પોતાના આત્મા-રૂપ નિશ્ચય ગુરૂમાં અને વ્યાવહારિક ગુરૂમાં એકયરૂપ અભેદ ભાવ ભકિતનું ગાન કરવામાં આવ્યું છે. ગુરૂમાં અને આત્મામાં સત્તાએ અભેદ એકય છે તે કરવામાં લયલીન થવાથી આત્મજ્ઞાનનો પ્રકાશ

થાય છે અને જ્ઞાનાવરણીયાદિ કર્મોનો અંત મુહૂર્તમાં નાશ થાય છે એમ પ્રબોધન કર્યું છે. સર્વધર્મશાસ્ત્રોમાં ગુરૂનો અપરંપાર મહિમા વર્ણવેલો છે. આત્મગુરૂના ઉપયોગ વિના અને અન્ય ઉપકારી ધર્મ ગુરૂના આલંબન વિના એકક્ષણ માત્ર ચાલી શકે તેમ નથી. ગુરૂની પ્રાપ્તિ તેજ મોક્ષની પ્રાપ્તિ છે. પ્રથમ તો ગુરૂપર અન્ધશ્રદ્ધા ધારવી પડે છે. આત્મજ્ઞાન થતાં અન્ધશ્રદ્ધા તેજ જ્ઞાન શ્રદ્ધાના રૂપમાં ફેરવાઇ જાય છે. ગુરૂપર રાગ મૂક્યા વિના વીતરાગ દશાની પ્રાપ્તિ થતી નથી. પંચમહાવ્રતધારક સાધુઓ અપેક્ષાએ અનેક ગુરૂઓ છે અને દીક્ષા સમ્યકત્વ આદિની અપેક્ષાએ એક ગુરૂ હોય છે. આ પુસ્તકમાં ધાર્મિક ગુરૂનો મહિમા વર્ણવ્યો છે. ધર્મગુરૂના શરણથી મુક્તિ થાય છે. શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ આત્માને ગુરૂ અનુભવી તેને જાતિ વેષ લિંગ ક્રિયા ચાર મતપંથથી ભિન્ન ગાયો છે એમ શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ જાણીને જ્યાં જ્યાં વેષાચાર મતાદિક રહિત ગુરૂરૂપ વર્ણવ્યું હોય ત્યાં તેમ અવબોધવું. એકજ ગીતમાં વ્યવહારગુરૂ, આત્મગુરૂ, આત્મ સત્તા ગુરૂ અને આત્મ મહાવીરના ઉદ્‌ગારોનું પણ પ્રગટીકરણ છે. એમ ગીતાર્થ ગુરૂની ગમથી જાણવું. જ્યાં આત્મત્વ ચેતનત્વ છે ત્યાં ગુરૂત્વ છે અને તે ગુરૂત્વ સર્વ લોકવ્યાપી જીવોમાં છે અને તે બ્રહ્મસત્તા દ્દષ્ટિથી અવલોકવું એમ ઉદ્‌ગારોથી કેટલેક સ્થલે આ ગ્રન્થમાં કેટલાંક ગીતોમાં વર્ણવ્યું છે. તમોગુણી રજોગુણી અને સત્વગુણી એમ ત્રણ પ્રકારની ગુરૂની સેવા ભક્તિ છે તેમાં સાત્વિક સેવા ભક્તિ સર્વથી શ્રેષ્ઠ છે અને તે સાત્વિક જ્ઞાન પ્રકાશિક છે. એક સદ્‌ગુરૂ કરીને તેને સર્વ સ્વાર્પણ કરીને વર્તવામાં શિષ્ય ભક્તના આત્મજ્ઞાનની પૂર્ણશુદ્ધિ થાય છે અને તેથી મનમાં મોહ વગેરે દોષો રહેતા નથી એમ વર્ણવીને ગુરૂની મહત્તાનો ખ્યાલ આપ્યો છે. નિશ્ચયનયની અપેક્ષાએ વ્યવહારિ ગુરૂમાં દેવત્વ ગુરૂત્વ આત્મત્વ રહ્યું છે તેથી ગુરૂની સેવામાં અપેક્ષાએ દેવની સેવા ભક્તિ સમાય છે અને તેથી આત્મશુદ્ધિ થાય છે એમ ગાયું છે.

આત્મરૂપ ગુરૂના સત્ અસત્ અસ્તિ નાસ્તિ પર્યાયોની અપેક્ષાએ આત્મગુરૂમાં સર્વ વિશ્વનો અંતર્ભાવ છે એમ સાપેક્ષ બોધ પ્રકાશીને આત્મગુરૂમાં સર્વ જ્ઞાનાદિક ગુણોનું સૌન્દર્ય; પ્રભુત્વ; અવલોકવું અને ગુરૂપ્રેમથી મસ્ત અવધૂત બનવાનું આલેખ્યું છે અને તદપેક્ષાએ આત્મગુરૂને જાણતાં સર્વ વિશ્વ જાણ્યું તથા આત્મગુરૂને આત્મમહાવીરને પામતાં સર્વ પમાયું એમ વસ્તુતઃ પ્રબોધ્યું છે. આત્મગુરૂને પામતાં પૂર્ણ સ્વતંત્રતા પ્રગટે છે. આત્માપર મોહનું સામ્રાજ્ય છે ત્યાં સુધી સર્વ લોકો પરતંત્ર છે. ઈન્દ્ર અને ચક્રવર્તિ આદિ દુનિયાના નેતાઓ મોહ અજ્ઞાનના તાબામાં છે ત્યાં સુધી પરતંત્ર છે. ગુરૂનું શરણ સ્વીકારવાથી અને ગુરૂની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવાથી આત્માની સ્વતંત્રતા પ્રકાશે છે અને પરતંત્રતા ગુલામીનો નાશ થાય છે. આત્માની સત્ય શુદ્ધ જ્ઞાન પ્રેરણા પ્રમાણે પ્રવર્તવું તે આત્મગુરૂની આજ્ઞા છે અને શિરોધારક ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું તે વ્યવહાર ગુરૂની આજ્ઞા છે. વ્યવહાર ગુરૂની આજ્ઞા તે નિમિત્ત આજ્ઞા છે અને આત્મગુરૂની આજ્ઞા તે ઉપાદાન આજ્ઞા છે. ઉપાદાન પરિપૂર્ણ ન ખીલે ત્યાં સુધી વ્યવહાર ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવાથી જ આત્મહિત છે એમ માની ગુરૂની આજ્ઞા પ્રમાણે કર્તવ્ય કર્મો કરવાં. ગુરૂ પર પૂર્ણશ્રદ્ધા અને પૂર્ણપ્રેમ મૂકી વર્તવું તેજ ગુરૂ ભક્તિ છે. ગુરૂ પર પ્રેમ શ્રદ્ધાનું ધારણ તેજ જીવન છે અને ગુરૂ પરથી શ્રદ્ધા પ્રેમનું ઉત્થાન તેજ મૃત્યુ છે. વારંવાર અન્ય નાસ્તિક તર્કવાદીઓથી ભરમાઇ જઇ ગુરૂને વારંવાર બદલવા તે અજ્ઞાન, મોહ અસ્થિરબુદ્ધિનું પરિણામ છે અને તેથી આત્મકલ્યાણ થતું નથી. ગુરૂ કર્યા પછી ગુરૂમાં દોષ જોવા તેજ ભક્તોના નિપાતનું કારણ છે. પંચેન્દ્રિયવિષય મોહ વિનાનો રાગ તે પ્રેમ છે, એવા સત્ય અખંડ નિરૂપાધિ પ્રેમથી ગુરૂની સેવા કરવી. નિશ્ચયતઃ ક્રિયા વેષમાં ગુરૂત્વ નથી ગુણોના આશ્રયરૂપ આત્મામાં ગુરૂત્વ છે. સુજ્ઞશિષ્યો ગુરૂના વેષાચાર કરતાં ગુરૂના આત્માનેજ સત્ય બ્રહ્મગુરૂ માનીને સેવે છે પૂજે છે તેથી તેઓ આત્મગુરૂમાં પ્રકૃતિ દોષોને દેખી શકતા નથી. ગુરૂનાં

આત્માને ગુરૂરૂપ માનતાં ગુરૂમાં વેષાચાર મર્યાદાઓથી પ્રગટતી દોષબુદ્ધિ થતી નથી અને તેથી ગુરૂ પર અખંડ પૂર્ણ શ્રદ્ધા પ્રેમ રહે છે અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામાં તર્કસંશય કરતાં શ્રદ્ધાપ્રેમનું અનંતગણું સામ્રાજ્ય પ્રવર્તે છે. પ્રેમ શ્રદ્ધા વિના ગુરૂમાં સૌન્દર્ય, પ્રેમ, પ્રભુતાનુ દર્શન થતું નથી. માટે ગુરૂમાં પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધા ધારણ કરવી તેમાં તર્કવિવાદની જરૂર નથી. પ્રેમશ્રદ્ધા એજ હૃદય છે. અને તર્કબુદ્ધિ એ મગજ છે. આચરણમાં મગજ કરતાં હૃદયની અનંતગુણી મહત્તા છે. ગુરૂના આશયોને જાણનાર ગુરૂનો સત્યભક્ત બને છે. ગુરૂના હૃદયમાં પ્રવેશવા માટે શ્રદ્ધાપ્રેમજ ઉપયોગી છે. જ્યાં સુધી ગુરૂના જેવી દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ભક્ત શિષ્યોએ ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું. ગુરૂ કહે તેમ કરવું પણ ગુરૂ કરે તેમ ન કરવું એ અપેક્ષાએ સમજવું. ગુરૂના બોલવામાં ચાલવામાં પ્રવૃત્તિમાં શંકા પડે તો તેનો પુચ્છીને નિર્ણય કરી સંશય રહિત થવું પણ સંશયી આત્મા ન બનવું. કારણ કે સંશયી બનવાથી આત્માનો નાશ થાય છે. ગુરૂમાં પૂર્ણ શ્રદ્ધા પ્રેમ વધારવાથી આત્મજીવનનો પ્રકાશ થાય છે. ગુરૂ જે કંઇ કરવા કહે તે અપેક્ષાએ સત્ય છે એવો દૃઢ નિશ્ચય થતાંની સાથે ગુરૂના શિષ્યભક્તનું પદ પ્રાપ્ત થાય છે. ગુરૂમાં શ્રદ્ધા પ્રીતિ થતાંની સાથે પૂર્વે જે જે અવળું લાગે છે તે પશ્ચાત સવળું પરિણમે છે. એકવાર સદ્ગુરૂપર વિશ્વાસ મૂકો અને તર્કવિતર્ક વિચારનો ત્યાગ કરો, પશ્ચાત્ જુઓ તમારો આત્મા કેટલી બધી આત્માની ઉચ્ચદશા પામે છે, ગુરૂનું હૃદયમાં સ્મરણ કરી સ્વાધિકારે કર્તવ્ય કર્મો કરતાં કર્મયોગીનું પદ પ્રાપ્ત થાય છે. ગુરૂના ભક્તોને ગુરૂમાં ભક્તિ ધારણ કરવામાં બુદ્ધિવાદની જરૂર નથી. શ્રદ્ધા પ્રેમ વિનાની તર્કબુદ્ધિથી અર્જુનની પેઠે જ્યાં ત્યાં પરિભ્રમણ થાય છે, પણ શાંતિ સ્થિરતાની પ્રાપ્તિ થતી નથી. તર્કો પર તર્કની પરંપરાથી વિવાદની પરંપરા વધી પડે છે, અને તેથી કોઇ પણ ગુરૂપર ગુરૂબુદ્ધિ થતી નથી અને પરિણામે શુષ્કતા કઠોરતા ઘણી વધી જાય છે અને હૃદયમાં પ્રેમ

જેવું કશું રહેતું નથી. ગુરૂના અવલંબનથી ધર્મશાસ્ત્રો જોવાં. ગુરૂ જે શિષ્યને બોધ દે તેજ શાસ્ત્ર છે. આત્મ ગુરૂના હૃદયમાંથી શાસ્ત્રો નીકળે છે માટે ગુરૂના હૃદયમાં ઉંડા ઉતરવું અને પૂર્ણ પ્રેમમય બની જવું. આ વિશ્વમાં સર્વથા ગુરૂપર પ્રેમ ધારણ કરવાથી આ ભવમાં અને પરભવમાં આત્માની ઉન્નતિ થાય છે. વિશ્વમાં ગુરૂ છે તેજ સર્વ છે; એવો નિશ્ચય કરીને જે ગુરૂમાં નામરૂપનો હોમ કરીને પ્રવર્તે છે તે આત્મગુરૂનું સાક્ષાત્ પ્રત્યક્ષ દર્શન કરે છે અને શુદ્ધાત્મા ગુરૂપદને પ્રાપ્ત કરે છે. ગુરૂના ભક્તોજ ગુરૂની સર્વ અપેક્ષાઓ જાણીને ગુરૂમાં અને આત્મામા રાગદ્વેષ ભેદરહિત કરારૂપ એકતા અદ્વૈતભાવને અનુભવે છે. રાગદ્વેષ રૂપ દ્વૈતભાવનો નાશ કરવા માટે ગુરૂભક્તિની જરૂર છે. ગુરૂભક્તિથી અદ્વૈતભાવ પ્રાપ્ત થાય છે. આત્મગુરૂ સત્તામા એકલીન થવાથી આત્મા પોતેજ પરમાત્મા બને છે. આત્માનેજ ગુરૂ, પરમાત્મા, મહાવીર, ભક્ત ઇત્યાદિ નામોથી સંબોધી તેનું ગાન કર્યું છે. મનવાણી અને કાયાનો વિવેક પૂર્વક પ્રવર્તક આત્મગુરૂ છે. આત્મા જ્યારે મનવાણી કાયાને પોતાની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવે છે ત્યારે તે પોતે પોતાનો ગુરૂ બને છે. એવીદશા ન થાય અને જીવન્મુક્તતા પોતાનામાં ન અનુભવાય ત્યાં સુધી વ્યાવહારિક દ્રષ્ટિએ ગુરૂની જરૂર છે. જ્ઞાનાનન્દ પ્રાપ્ત કરાવનાર ગુરૂ છે. ગુરૂને નમવું, વંદવું તેમની પૂજા કરવી, તેમને ભોજન આપવું, તેમની આજ્ઞા પાળવી, તેમની નિન્દા ન શ્રવણ કરવી, તેમનો દ્રોહ ન કરવો, તેમનું હિત ન કુંભવું, તેમની પાસે રહી અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું. તેમની કૃપા આદી કાંઇ પ્રાપ્ત કરવું, એજ શિષ્યોનું ભક્તોનું લક્ષણ છે. ગુરૂના ઇશારાથી વર્તવું. ગુરૂના આશયો સમજવા પ્રયત્ન કરવો. ગુરૂ ઉભા થાય ત્યારે ઉભા થવું. ગુરૂ બેસે ત્યારે બેસવું. ગુરૂને અનુસરીને ચાલવું. ગુરૂના હૃદયને પોતાનું હૃદય કરી લેવું. ગુરૂથી કંઇ વાત ન છુપાવવી. ગુરૂના નામ રૂપમાં પોતાના નામરૂપને સમાવી ગુરૂ જીવને જીવવું. ગુરૂઆજ્ઞા કરે તે કરવું. ગુરૂ માટે સર્વ સમર્પણ કરવું, ગુરૂની માટે એક પળ

શબ્દ બોલ્યાવિના તેમના જ્ઞાનના ગ્રાહક થવું અને ગુરૂની સાથે વિકટમાર્ગમાંથી દુઃખ સહી વિશ્વાસથી પસાર થવું એ ગુરૂપદની ભક્તિ સેવા છે એમ જાણી ભક્તોએ પ્રવર્તવું. ગુરૂ જે જે આજ્ઞા કરે તે આજ્ઞાનું રહસ્ય ન સમજાય તો પણ શ્રદ્ધા પ્રેમથી પ્રવર્તવું અને જીવન મરણમાં નિઃસ્પૃહ બનવું એ ઉત્તમ ભક્તોનું કર્તવ્ય છે. ઉત્તમ ભક્તશિષ્યોનેજ ગુરૂ પોતાનું હૃદય આપે છે. રાજ્ય દેશધન સત્તા આદિ પણ ગુરૂની આગળ નાકના મેલ સમાન છે એવો જેને નિશ્ચય થાય છે તેને અન્ય કોઇ ઉત્તમ પ્રાપ્તવ્ય સેવ્ય નથી. તથા ગુરૂ સમાન અન્યકોઇ ઉપકારક નથી એવા દૃઢનિશ્ચયને આચરણમાં જેઓ મૂકે છે તેઓ ગુરૂના મહાભક્ત શિષ્યો બને છે. ગુરૂના આત્માની સાથે રહેલી પ્રકૃતિની અપેક્ષાએ કહેવાતા ગુણ દોષોને આત્માના ગુણ દોષો તરીકે ન માનવા. આત્મ ગુરૂની સાથે રહેલી પ્રકૃતિમાં આત્મ ગુરૂભાવ ન ધારવો પણ તે આત્મ ગુરૂ પામવામાં અપેક્ષાએ અત્યંત ઉપકારી છે એમ જાણી તેનો વિવેકથી ઉપયોગ કરવો. આત્માની સાથે રહેલી પ્રકૃતિ સાકાર છે. પ્રકૃતિ રૂપસાધનથી આત્મા અન્ય લોકો પર ઉપકાર કરે છે તથા પોતાની ઉન્નતિ કરે છે માટે આત્માની સાથે રહેલી મન વાણી કાયા આદિ પ્રકૃતિ પણ નિમિત્ત ગુરૂ છે એમ જાણવાથી સાકાર ગુરૂનું મહત્વ આરાધકત્વ સમજાય છે. સર્વ વિશ્વમાં આત્મા ગુરૂ પોતે પ્રકૃતિની સહાયે ગુરૂતાનાં કાર્યો કરી અનેક લોકોનો ઉદ્ધાર કરી શકે છે માટે શરીર વિનાના નિરાકાર ગુરૂ કરતાં શરીરવાળા સાકારગુરૂ અનંતગુણા ઉપકારી છે એમ જાણી ગુરૂની સેવાભક્તિમાં સર્વ સ્વાર્પણ કરવું. સેવાભક્તિમાં કોઇપણ જાતનો સંશય ન રાખવો અને સકામબુદ્ધિ કરતાં નિષ્કામબુદ્ધિ રાખીને પ્રવર્તવામાં અનંતગણું ફલ છે. કલિકાલમાં ગુરૂનો આધાર મોટો છે. જ્ઞાનાદિકદાયક ગુરૂનો કોટિ ભવ સુધી કોટિ ઉપાયો કરતાં સ્હામો પ્રત્યુપકાર થઇ શકતો નથી. કહ્યું છે કેઃ—

समकित दायक गुरु तणो, प्रत्युपकार न थाय;
भव कोडाकोडी करे, करतां कोटि उपाय. ( १ )

સમ્યક્ત્વદાતા ગુરૂનું બહુમાન કરવું તેમની સેવા ભક્તિમાં તન મન ધનનું અર્પણ કરવું. તેમનું મન પ્રસન્ન રહે એમ પ્રવર્તવું ગુરૂ આગળ પોતાનું ડહાપણ ન ડોળવું. નાસ્તિક પાખંડી કુતર્કવાદીઓની સંગતથી દૂર રહેવું અને ગુરૂ જેની સંગતિ કરવાનું કહે તેની સંગતિ કરવી. ગુરૂની માનપૂજા ઇચ્છવી પણ પોતાની માન પૂજા ન ઇચ્છવી એજ ખરા શિષ્ય ભક્તોનાં લક્ષણ છે. ગુરૂના બોલને તથાસ્તિ કહીને વધાવવો. ગુરૂ જે કંઇ બોલે છે તે ભક્ત શિષ્યોના હિતાર્થે છે; એમ જ્યારે ભક્ત શિષ્યોનો નિશ્ચય થાય છે; ત્યારે ભક્ત શિષ્યોમાં અલૌકિક બળ પ્રગટે છે. ગુરૂ જે કંઇ કરે વા કહે તેનું રહસ્ય ન જાણવામાં આવે તો પણ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવામાં સુખ શાન્તિ મોક્ષ છે. આત્મજ્ઞાની ગુરૂની આજ્ઞાથી હલાહલ વિષ પીવામાં આત્મોન્નતિ છે અને અજ્ઞાનીની આજ્ઞાથી અમૃત પીવામાં પણ આત્મહાનિ છે. આત્મજ્ઞાની ગુરૂની પરીક્ષાની કસોટીમાંથી પસાર થયા વિના આત્મશક્તિયોની પ્રાપ્તિ થતી નથી. ગુરૂઓની પાસે આવીને નગુરા નાસ્તિકો પોતાની ભૂલથી પાછા પડે છે, અને સગુરાઓ ગુરૂની શ્રદ્ધા પ્રીતિથી ગુરૂ માટે સર્વસ્વનો ભોગ આપી આત્માની શક્તિયોને પ્રાપ્ત કરે છે. ગુરૂ પ્રેમ સમાન કોઇ પ્રેમ નથી. ગુરૂઓ સેવા ભક્તિ કરનારાઓને પોતાના હૃદયનું સર્વસ્વ આપી દે છે. ગુરૂની આજ્ઞાના આશયો જાણીને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામાં આવે તેમાં કંઇ આશ્ચર્ય નથી, પરંતુ ગુરૂની આજ્ઞાનો આશય નહીં જાણવામાં આવે અને ગુરૂની આજ્ઞામાં પૂર્ણ શ્રદ્ધા રખાય ત્યારે ગુરૂની શ્રદ્ધાની મહત્તા અંકાય છે. સેનાપતિની આજ્ઞા પ્રમાણે સૈનિકો યુદ્ધમાં વર્તે છે, તો તે જયજીવન પામે છે. સેનાપતિના હુકમોનું રહસ્ય સમજાય તોજ યુદ્ધમાં પ્રવૃત્તિ યા નિવૃત્તિ કરવી એવું સૈનિકો માની બેસે તો તેઓ યુદ્ધ કરવાને લાયક રહી શકતા નથી તે પ્રમાણે ગુરૂની આજ્ઞા બાબતમાં ભક્ત શિષ્યોનું જાણવું.

એક વખત એક રાજાએ પોતાના ધર્માચાર્ય ગુરૂ પાસે આવીને વિનયપૂર્વક પુછયું કે હે પ્રભો ! ! ! આપની પાસે પાંચસે શિષ્યો છે તેમાંથી આપના સત્યમકતો કેટલા છે ? ગુરૂએ રાજાને કહ્યું કે અવસરે પરીક્ષામાં ટકી રહે તેટલા. ગુરૂ મહામંત્ર વાદી હતા. તેમણે એક મોટા સર્પની દાઢ મંત્રીને તેને એક ઘરમાં મૂકયો. પ્રાતઃકાળમાં પાંચસે શિષ્યો વંદન કરવા આવ્યા. ગુરૂએ શિષ્યોને કહ્યું કે આ ઘડામાં રહેલા સર્પના મુખમાં કેટલા દાંત છે તે ગણો. કેટલાક શિષ્યોએ મનમાં વિચાર્યું કે કદિ ગુરૂજી આવી આજ્ઞા કરતા નહોતા. ખરેખર તેમની બુદ્ધિ ફરી ગઇ છે. કેટલાક મનમાં કહેવા લાગ્યા કે, સાઠે બુદ્ધિ નાઠી જેવી ગુરૂની બુદ્ધિ થઇ છે. કેટલાક મનમાં વિચારવા લાગ્યા કે આપણો નાશ કરવા માટે ગુરૂએ યુક્તિ રચી છે. કેટલાક વિચારવા લાગ્યા કે આવી બુરી આજ્ઞાના કરનાર ગુરૂ ન માનવા જોઇએ કેટલાક મનમાં વિચારવા લાગ્યા કે ગુરૂએ સર્પના દાંત ગણવાની આજ્ઞા કરી તેનું કંઇ કારણ હોવું જોઇએ ? પરંતુ આપણાથી તે સમજાતું નથી. કેટલાક વિચારવા લાગ્યા કે ગુરૂએ સર્પના દાંત ગણવાની આજ્ઞા કરી છે તે પાળવી જોઇએ; પરંતુ સર્પની પાસે જતાં ભય લાગે છે તો તેના દાંત તો શી રીતે ગણાય. કેટલાક મનમાં વિચારવા લાગ્યા કે ગુરૂએ જે આજ્ઞા કરી છે તેમાં લાભજ છે. આપણને મારી નાખવાનો ગુરૂનો વિચાર હોયજ નહીં પરંતુ તે પ્રમાણે વર્તી શકાય તેમ નથી. છેવટે એક લઘુ શિષ્ય કે જે ગુરૂની પાસે રહેતો હતો અને ગુરૂના પર પૂર્ણ પ્રેમ હતો તેણે ગુરૂની આજ્ઞા સાંભળી અને કોઇ પણ જાતનો મનમાં શંકાનો અણુ જેટલો વિચાર ન કર્યો. તે દૃઢ શ્રદ્ધાળુ હતો. મારા આત્માના હિતાર્થે ગુરૂની આજ્ઞા છે તેમાં મૃત્યુ થાય તો તે પણ આત્માની શુદ્ધિ માટે છે. એવા નિશ્ચયવાળો પ્રથમથી તે હતો, ન સમજાય તેવી બાબતમાં વિશ્વાસ મૂકવો તેનું નામ શ્રદ્ધા છે. પેલો શિષ્ય ઘટ પાસે સર્વ શિષ્યોના દેખતાં ગયો અને ગુરૂનું સ્મરણ કરી ઘટમાં હાથ નાખ્યો. સર્પે ઘણા ફુંફવાડા કર્યા પણ તેણે તો સર્પનું મુખ

આલી મુખ પહોળું કરી દાંત ગણી લીધા. તે વખતે છૂપાઈ રહેલા રાજાએ જયનાદ કર્યો. ગુરૂએ તે શિષ્યને હૃદય સરખો ચાંપી આશીર્વાદ દીધો. ગુરૂએ તે શિષ્યને અનેક ગુપ્ત વિદ્યાઓ આપી અને પોતાની પાછળ આચાર્ય પદ પર સ્થાપ્યો. ગુરૂએ સર્વ શિષ્યોને કહ્યું કે ઘટમાં સર્પની દાઢા મંત્રીને સર્પને રાખ્યો હતો. ગુરૂનું એવું વચન શ્રવણ કરી શિષ્યો કહેવા લાગ્યા કે અહો જો આ વાત પહેલાંથી અમારા જાણવામાં હોત તો અમે સર્વે તેના દાંત ગણી લેત. ગુરૂએ શિષ્યોને કહ્યું કે પહેલાંથી તમે એ વાત જાણી હોત તો પશ્ચાત્ વિશ્વાસ કહેવાય નહીં; શ્રદ્ધા કહેવાય નહીં. જ્ઞાન થયા બાદ શ્રદ્ધા શ્રદ્ધાની શી પરીક્ષા ? વિશ્વાસ તો તે બાબતનું રહસ્ય ન જાણવામાં આવે ત્યારે અજાણપણામાં મૂકવામાં આવે છે. મારા પર તમારો ખરી કસોટી વખતે વિશ્વાસ રહ્યો નહીં. જાણ્યા બાદ તો સર્વે કરે છે પણ આજ્ઞાનું રહસ્ય ન જાણવામાં આવે ત્યારે શ્રદ્ધાનું માહાત્મ્ય છે. ગુરૂ પર અને તેની આજ્ઞા પર શ્રદ્ધા રાખવાથી શ્રદ્ધાનું માહાત્મ્ય સમજાય છે. વિશ્વાસ કોઈના પર મૂક્યા વિના દુનિયાનો કોઈ પણ વ્યવહાર ચાલતો નથી. કેટલીક બાબતમાં સમજીને વિશ્વાસ મૂકાય છે અને કેટલીક બાબતમાં સમજ્યા વિના વિશ્વાસ મૂકાય છે. માર્ગદર્શક પર શ્રદ્ધા રાખીને તેની પાછળ પાછળ અનુગમન થાય છે. માતા પર વિશ્વાસ મૂકીને બાળકો પ્રવૃત્તિ કરે છે. શ્રદ્ધા વિના જીવન નથી. પ્રથમાવસ્થામાં ગુરૂ પર શ્રદ્ધા ધારણ કરીને ચાલવાની ઘણી જરૂર છે. ગુરૂમાં શ્રદ્ધા પ્રેમથી ઉત્સાહ પ્રવૃત્તિ કાયમ રહે છે. શ્રદ્ધા એજ જીવન છે અને અશ્રદ્ધા એજ મૃત્યુ છે. ગુરૂ પર પ્રેમ એજ જીવન છે અને અપ્રેમ એજ મૃત્યુ છે. શ્રદ્ધા પ્રેમથી ગુરૂના વચનોની ભક્ત શિષ્યો પર પૂરેપૂરી અસર થાય છે અને તેથી ચારિત્રની સિદ્ધિ થાય છે. ગુરૂ પર શંકાનો અંશ માત્ર પણ જો રહે છે તો સડેલા દાણા જેવી શિષ્યોની દશા થાય છે. ચકલી, કબૂતર, ઇંડાંને બરાબર સેવે છે તો ઇંડાંમાંથી બચ્ચાં થાય છે પણ જો ઇંડાંને સેવવામાં હરકત આવે છે તો ઇંડાંમાંથી બચ્ચાં નીકળતાં નથી તે પ્રમાણે ભક્ત શિષ્યો એક

સરખા ગુરૂના સહવાસમાં આજ્ઞાનુસારે વર્તે છે તો તેઓ ગુરૂપદના અધિકારી બને છે. પોતાનું મન જો ગુરૂને સોંપીને ગુરૂના જ્ઞાનને પોતાનું કરવામાં આવે છે તો તેથી આત્માની શુદ્ધિ થાય છે. અપકવાવસ્થાના શિષ્ય ભક્તો ઈંડાના જેવા હોય છે તેઓએ ગુરૂના સંગમાં સદા રહેવું જોઇએ અને ગુરૂની ઇચ્છાનુસાર વર્તવું જોઇએ અને સ્વચ્છંદતાનો ત્યાગ કરવો જોઇએ, પાંખો આવ્યા વિનાનું ચકલીનું બચ્ચું જો ઉદ્ધત બની ઉડવા જાય છે તો અંતે શત્રુઓનો ભક્ષ્ય બને છે. તેમ શિષ્યોમાં ભક્તોમાં યોગ્યતા આવ્યા પહેલું સ્વછંદપણું આવે છે તો તે કુસંગતથી વિનાશ પામે છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરી આપનારી પરતંત્રતા અમુક અપકવદશા સુધી ઉપયોગી છે. પરતંત્રતા પણ અપેક્ષાએ સ્વતંત્રતા છે. ગુરૂના તાબે રહીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, પશ્ચાત્ આત્મ સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. ગુરૂના ભક્તોના દાસો જે બને છે તે ગુરૂના સત્ય ભક્તો બને છે. ગુરૂ ઠપકો આપે અથવા તાડન તર્જન કરે તેથી સત્ય શિષ્યો જરા માત્ર ખેદ ભય નિરાશા પામતા નથી. સુવર્ણને અગ્નિમાં નાખવામાં આવે છે, તેને કસોટી પર કસવામાં આવે છે. તેનો છેદ કરવામાં આવે છે તેથી સુવર્ણની પરીક્ષા થાય છે. ગુરૂભક્તો પણ કષ, છેદ અને તાપની પરીક્ષામાંથી પસાર થાય છે. મહાદેવે ઝેરનું પાન કર્યું અને દેવોને અમૃત પાયું તેનો અર્થ એ છે કે, ગુરૂની ભક્તિની ધૂનમાં ત્યાગી ખાખી બનેલો આત્મા તેજ મહાદેવ છે અને તે ભક્તિરૂપ સાગરને મથતાં લોકાપવાદ, લોકનિંદા, પરીષહ, વિપત્તિરૂપ વિષ જે પ્રગટે છે તેને પી જાય છે, અને ગુરૂ ભક્તિરૂપ સાગરને મથતાં જે ગુણરૂપ જ્ઞાન આનંદરૂપ અમૃત નીકળે છે તે ગુણાનુરાગી ગુરૂભક્તરૂપ દેવોને આપે છે. ગુરૂભક્તોને પહેલાં દેહાધ્યાસથી મરવું પડે છે અને પશ્ચાત્ ગુરૂભાવે જીવવાનું થાય છે. ગુરૂભક્તિરૂપ સાગરને વહોવવાથી ભક્તોને રત્નોની પ્રાપ્તિ થાય છે. તમોગુણી અને રજોગુણી ભક્તિ કરતાં સાત્વિકગુણી ભક્તિ અનંતગુણી શ્રેય છે. ગુરૂ સેવા એજ મીઠા મેવા છે. ગુરૂસેવાથી

આ શિષ્યને સર્વ દૈવી વિદ્યાઓ આપું એમ વિચારી શિષ્યને કુંભારના ત્યાંથી ઘડો લેવા અને જલ ભરી લાવવા આજ્ઞા આપી. પેલો શિષ્ય કુંભારને ત્યાં ગયો અને ઘટ માગી લીધો. તે સરોવરમાં જઈ ઘટમાં પાણી ભરીને મસ્તક પર ઘટ મૂકી ગુરૂના સ્થાનમાં આવવા લાગ્યો. ગુરૂના મનમાં એવો વિચાર થયો કે શિષ્ય આવે કે તુર્ત તેને પવિત્ર કરી સર્વ વિદ્યાઓ આપવી. પેલો શિષ્ય તાપ અને પરિશ્રમથી વ્યથિત થયો અને રસ્તામાં આંબલીના વૃક્ષ નીચે વિશ્રામ લેવા બેઠો. એવામાં તેના મનમાં દુર્મતિ ત્વરિત પ્રગટી. તે મનમાં વિચારવા લાગ્યો કે અહો હું કેમ ત્યાગી બન્યો ? હું ત્યાગી શિષ્ય બનીને ઠગાયો, મારાં બાર વર્ષ નકામાં ગયાં. મ્હને જ્ઞાન આનંદ મળ્યો નહીં. મેં ગદ્ધાની પેઠે ગુરૂનું વેતરૂં કર્યું પણ ગુરૂ તો મ્હારો હિસાબ ગણતા નથી, તેમણે હજી સુધી મ્હારા સંબંધી કંઈ લક્ષ આપ્યું નથી, હવે ગુરૂ પાસે રહેવામાં શો સાર છે ? આના કરતાં હું સંસારમા રહ્યો હોત તો બહુ સારૂં. હવે ગુરૂ પાસે જવાની શી જરૂર છે ? ગુરૂ પાસે જવાથી મારૂં શું કલ્યાણ થવાનું છે એમ કરતાં એક કલાક વહી ગયો, ગુરૂએ વધારે વખત થયો તેથી સમાધિ કરી શિષ્યને દેખ્યો અને તેના મનમાં પ્રગટેલા દુર્વિચારો દેખ્યાથી તેમણે ઘટમાં પ્રવેશ કર્યો. પેલો શિષ્ય ત્યાં ઘટ મૂકીને અન્ય તરફ ચાલવા લાગ્યો એટલે ઘટમાંથી અવાજ થયો કે અરે શિષ્ય ભાગી ન જા. શિષ્યે ત્રણવાર ચારવાર જવા વિચાર કર્યો, ઘટમાંથી ભાગી ન જા, ત્હારા ગુરૂપાસે જા, એમ ત્રણ ચાર વાર અવાજ થયો, શિષ્ય અવાજ શ્રવણ કરી ગભરાયો પણ હિંમત રાખી કહેવા લાગ્યો કે અરે ઘટમાં સ્હી કોણ બોલે છે ઘટમાંથી અવાજ થયો કે હું ઘટ છું. અરે શિષ્ય તું ત્હારા ગુરૂને મૂકી હવે ક્યાં ભાગી જાય છે. ઘટમાંથી આવો સ્પષ્ટ શબ્દ શ્રવણ કરી શિષ્ય આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે અરે ઘટ!! મ્હને ગુરૂપાસે રહેતાં ઘણું દુઃખ પડ્યું છે. ઘણી મુંઝવણી થઈ છે અને હવે દુઃખ સહાતું નથી માટે હવે હું ગુરૂપાસે જવા ચ્હાતો નથી. ઘટે કહ્યું કે અરે મૂર્ખ શિષ્ય !!! ત્હારી

પ્રતિજ્ઞા સંભાળ, ત્હારા ગુરૂએ પ્રથમથી કહ્યું હતું કે મારી પાસે તું રહી શકીશ નહીં. ત્હને ઉપસર્ગ પરીષહ દુઃખ સહવાં પડશે, તેમ ગુરૂએ કહ્યા છતાં તું હવે ભાગી જાય છે, તેથી પ્રથમતો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે, સત્યથી ભ્રષ્ટ થાય છે. ત્હારા ગુરૂએ ત્હને માર માર્યો નથી. ત્હને ગાળો આપી નથી તેમજ ત્હેં મેં જેટલું દુઃખ સહ્યું છે. તેનો એક કરોડમો ભાગ પણ સહ્યો નથી છતાં કેમ કાયર બની ભાગી જાય છે. જરા વિચાર તો કર, શિષ્યે ઘટને પુછયું કે હે ઘટ ! ત્હને શું દુઃખ પડયું તે જણાવ, ઘટ કહેવા લાગ્યો કે હે શિષ્ય શ્રવણ કર. પ્રથમ તો હું સરોવરમાં મૃત્તિકાના સ્વરૂપમાં હતો. મારો ગુરૂ કુંભાર હતો તે સરોવરમાં આવ્યો અને કોદાળીએ મારી ફોડી મ્હને ત્યાંથી જુદો કર્યો તેણે જબરા ઘા કર્યો તે મારાથી ખમાય તેવા નહોતા તોપણ તે સહન કર્યો. તેણે રાસભ પર મ્હને ગુણમાં ઘાલી ચઢાવ્યો અને ફજેતી થાય માટે ચૌટા વચ્ચોવચ્ચ થઈને મ્હને કુંભારવાડામાં લાવ્યો અને ધબ દેતો મ્હને નીચે પછાડયો, પશ્ચાત્ મારા ઉપર પાણી રેડયું તેથી મ્હને કંઈક શાતા વળી, પરંતુ એટલાથી તેણે અલંકર્યું નહીં તેણે મ્હને પગ વતી ખૂબ ચગદી મીણો લોટ જેવો કરી દીધો, પછી તેણે મારો ભૂંભલો ઘાટ ઘડયો અને ટપલાવતી મ્હને ટીપવા લાગ્યો, તેના હજારો ટપલાનો માર સહન કર્યો પછી તેણે તાપમાં મૂકયો અને નરકની કુંભીપાક જેવી ભઠ્ઠીમાં મ્હને દાસ્યો, ત્યાં મેં ઘણા દિવસ મૌન રહી દુઃખ સહન કર્યું ત્યાંથી મ્હને દયા લાવી પાછો બહાર કાઢયો, તો પણ મ્હને શાંતિ મળી નહીં, તેણે મારા પર બીજા સંસ્કાર કરી મ્હને તાપી જોયો, પશ્ચાત્ મ્હને પકવ થએલો જાણી ઠેકાણે મૂકયો. પાકો થયેલો ઘડો પછીથી ગુરૂ મહાત્માઓની પાસે જાય છે. રાજાની રાણી સરખી મસ્તક પર ધારણ કરે છે. મંગલ કાર્યમાં પ્હેલો ખપમાં આવે છે. હે શિષ્ય ત્હેં મને મસ્તક પર ધારણ કર્યો. મ્હારા ગુરૂ કુંભારે મારો ઘાટ ઘડવામાં બાકી રાખી નથી. મ્હને ઘીતવામાં કંઈ બાકી રહ્યું નથી. હે શિષ્ય ત્હારા ગુરૂએ ત્હારી હજી

એવી અવસ્થા કરી નથી, ગુરૂના શિષ્યો એવા જે લાયક બને છે તે વિશ્વનો ચાહ મેળવી શકે છે. પોતાનું નામ નથી અને રૂપપણ નથી એમ જાણી જે ગુરૂના હાથે ઘડાય છે અને નામ રૂપનો મોહ ત્યાગ કરી ગુરૂ જે કંઇ કરે છે તે મારી ઉન્નતિ માટે છે એમ જે જાણી ગુરૂને સર્વ સ્વાર્પણ કરી વર્તે છે તે મારી પેઠે છેવટે પૂજ્ય પરોપકારી બને છે. મેં મારી કાયા કુંભાર ગુરૂને સોંપી તેથી હે ત્યાગી મહાત્મન્ ત્હારા શીર્ષ પર ચઢયો છું. મારા ગુરૂ કુંભાર કરતાં ત્હારો ગુરૂ તો અનંતગણો જ્ઞાની મહાન્ છે તેના આત્માની સાથે અભેદભાવે વર્ત. ત્હારા ગુરૂ એજ ત્હારૂં સર્વસ્વ છે એવો નિશ્ચય વિચારમાં રહે, અને ગુરૂ પર પૂર્ણ પ્રેમ ધારણ કર. ગુરૂ પર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ ધાર્યાથી હૃદયની શુદ્ધિ થાય છે અને તેથી એક અંતર્મુહૂર્તમાં કેવલજ્ઞાન પ્રગટે છે. ગુરૂ ધારે તો એ ઘડીમાં શિષ્યને પોતાના સરખો કરી દે છે. ગુરૂની પાસે સ્વાર્થની દૃષ્ટિએ રહેવું યોગ્ય નથી. સેવાભક્તિનું ફળ ન ઇચ્છ ! ! ! ત્હારા કરતાં ત્હારા ગુરૂને તે બાબતની ઘણી કાળજી છે તેમની રીઝમાં સર્વ સુખ છે. ગુરૂની રીઝમાં વિશ્વની ખીજને પણ લેશ માત્ર હિસાબમાં ન ગણ. ઘટનું એવું કથન શ્રવણ કરી શિષ્યના મનમાં સદ્બુદ્ધિ પ્રગટી અને તેણે પોતાની ભૂલ કબૂલ કરી પરંતુ તે કહેવા લાગ્યો કે હવે મ્હને ગુરૂ પાસે જતાં શરમ આવે છે. શું મુખ લેઇને ગુરૂ પાસે જાઉં. ઘટે શિષ્ય ને કહ્યું કે તું ત્હારા ગુરૂ પાસે જા અને ત્હેં જે ચિંતવ્યું કર્યું તે સર્વ નિવેદન કર. આત્મ નિવેદન કર્યાંથી ગુરૂ શિષ્ય હૃદયનું ઐક્ય થાય છે. ગુરૂથી કોઇ પણ વિચાર છાનો ન રાખતાં ગુરૂ ત્હેને ધિક્કારે તો પણ તે સહી લે. ગુરૂ અનંત ગણા દયાળુ છે તે શિષ્યોને પોતાના આત્મ સરખા, કરવા ધારે છે અને શિષ્યો પર હૃદયથી પ્રેમી હોય છે. શિષ્યે ઘટની શિક્ષા હૃદયમાં ધારી અને મસ્તક પર ઘટ મૂકી ગુરૂપાસે ગયો, ગુરૂપાસે ઘટ મૂકી ગુરૂને નમી વંદી સર્વ આત્મવૃત્તાંત જાહેર કર્યું, ગુરૂએ શિષ્યને બોધ આપ્યો હતો. ગુરૂએ હૃદયમાં કૃપા લાવી શિષ્યને ક્ષમા આપી અને પોતાની પાસે સર્વ

દૈવી વિદ્યાઓ હતી તે બે ઘડીમાં આપી તથા અધ્યાત્મ જ્ઞાન આપ્યું તેથી શિષ્યમાં આત્મિક તેજ પ્રગટ થયું. ગુરૂએ શિષ્યને કહ્યું કે હે શિષ્ય !!! હજી તું આગળની આત્મ શક્તિયો પ્રાપ્ત કરવા પાત્ર બન. હર્ષ અને શોકથી સહિત સમભાવી બન. રાગ દ્વેષના વિચારોથી મુક્ત થવા પ્રયત્ન કર. ત્યાગાવસ્થાથી અને રાગાવસ્થાથી તું ભિન્ન છે. વ્રત અવ્રતથી તું ભિન્ન છે. પુદ્ગલરૂપ પ્રકૃતિથી તું ભિન્ન છે. પ્રકૃતિ રૂપ જલમાં કમલ જેવો બની રહે ! ઇત્યાદિ ઉપદેશને આપી ગુરૂ સમાધિસ્થ થયા. ઘટ અને શિષ્યની વાતો બાકી ભક્ત શિષ્યો ઘટની પેઠે દુઃખ પરિષહો સહવા સદા તત્પર રહે છે અને ગુરૂની સેવા ભક્તિ કરવામાં મનને ઉત્સાહી બનાવે છે. વિશ્વાસી પ્રેમી ભક્ત શિષ્યોના હૃદયમાં ગુરૂનો વ્યક્તવાસ છે. શ્રદ્ધાળુ પ્રેમી શિષ્યો ગુરૂની ગમે તેવી પરીક્ષામાં પૂરા ટકી શકે છે. ગુરૂપર સ્વાર્થ પૂરતો વિશ્વાસ મૂકનારા ખરી વખતે પરીક્ષામાં ટકી શકતા નથી. એક ગુરૂ મહારાજના સેંકડો શિષ્યો હતા. એક વખતે ગુરૂના મનમાં વિચાર થયો કે સર્વ શિષ્યોમાં મારો આત્મીય વિશ્વાસુ અને મારા માટે પ્રાણાદિનો ત્યાગ કરનાર કોણ શિષ્ય છે ? તેની પરીક્ષા કરવાનો વિચાર થયો. ગુરૂએ પોતાની સાથળમાં એક પાકી કેરી બાંધી અને તેના પર દશ બાર પાટા બાંધ્યા. પ્રાતઃકાલમાં સર્વ શિષ્યો દર્શન કરવા આવ્યા. ગુરૂએ દુઃખની બૂમો પાડવા માંડી અને પોતાનો પ્રાણ ચાલ્યો જાય છે એવી દુઃખની ચેષ્ટાઓ કરવા માંડી. શિષ્યોએ ગુરૂને વિનયપૂર્વક પુચ્છયું કે હે ગુરો!!! આ દુઃખનો કંઇ ઉપાય છે? આપની સાથળે ગાંઠ મોટી નીકળી છે તેટલે એવો ઉપાય હોય તો અમે કરીએ. ગુરૂએ ત્યાં બેઠેલા શિષ્યોને કહ્યું કે આ મહાકાલ મૃત્યુ ગાંઠ છે તેનાથી અવશ્ય મરણ થાય છે તેને ટાળવાનો ઉપાય નથી. આ ગાંઠને કોઇ ચૂસી લેતો ગાંઠ ચૂસનારો મરી જાય અને મારો બચાવ થાય. આવું ગુરૂનું વચન શ્રવણ કરીને સર્વ શિષ્યો સ્તબ્ધ થયા. કોઇએ ગાંઠ ચૂસવા હા પાડી નહીં. એક બીજાનું મુખ તાકવા લાગ્યા અને નીચું મુખ કરી મૃત્યુના ભયથી પલાયન કરવા વિચાર

કર્યો. એવામાં ત્યાં એક શ્રદ્ધાપ્રેમી શિષ્ય આવ્યો. તેણે ગુરૂને સર્વ વૃત્તાંત પુચ્છયું અને ગુરૂએ પણ સર્વ વૃત્તાંત કહ્યો. ભક્તશિષ્યે વિચાર કર્યો કે, મારા કરતાં ગુરૂ વિશ્વમાં અનંત ગુણા ઉપકારી છે, મારા પ્રાણ નાશથી જો ગુરૂ જીવતા રહેતા હોય તો મારે જીવવાની કંઇ જરૂર નથી. **ગુરૂનું જીવન તેજ મારૂં જીવન છે.** ગુરૂને શરીરાર્પણ કર્યું છે તો હવે ગુરૂના સાથળમાં થએલી ગાંઠ ચૂસવામાં શામાટે વિલંબ લગાડવો જોઇએ. અનેક વખત મેં સ્વાર્થ માટે શરીરોનો ત્યાગ કર્યો છે પરંતુ ગુરૂ સેવા ભક્તિ માટે તેઃ આવો અવસર પ્રાપ્ત થયો નથી. **ગુરૂ માટે મરવામાં અને ગુરૂ ભક્તિ માટે જીવવામાં એક સરખી આત્મની શુદ્ધિ છે.** ગુરૂ ભક્તિ માટે મરવામાં જીવવાનું છે. આત્મા અમર છે અને દેહ પ્રાણનું મૃત્યુ થાય છે, માટે મરવામાં જીવવા જેટલો મ્હને આનંદ છે એમ વિચારી તુર્તજ ગુરૂના સાથળની પાસે ગયો અને તુર્ત બાંધેલા પાટા સહિત ગુમડું ચૂસવા લાગ્યો અને ચૂસતાં ચૂસતાં ગુરૂજીને કહેવા લાગ્યો કે ગુરૂજી ગુમડાનો રસ બહુમીઠો છે. ગુરૂજીએ પાટા છોડયા તો સર્વ શિષ્યોએ પાકેલી કેરી દીઠી. અન્ય શિષ્યોએ ગુરૂને કહ્યું કે આવું જો અમે પહેલાંથી જાણતા હોત તો તુર્ત ગુંમડું ચૂસત. હા હમે છેતરાયા. અમે પરીક્ષામાં નાપાસ થયા. ગુરૂએ શિષ્યોને કહ્યું કે મારા આત્માની સાથે આત્મરૂપ થનાર આ લઘુ શિષ્ય પાસ થયો છે, તે આચાર્ય પટ્ટ લાયક બન્યો છે. તમોએ મારા કરતાં પોતાની જીંદગી સારભૂત ગણી અને મૃત્યુ ભયથી પાછા હઠયા તેથી નાપાસ થયા છો. મારા માટે તમો પ્રાણ આપવા તૈયાર થયા નહીં. હવે સમજો અને ગુરૂની શ્રદ્ધા પ્રીતિવાળા બનો. ગુરૂ માટે સર્વ સ્વાર્પણ કરવામાં શંકા મૃત્યુ ભયનો જે અંશ માત્ર વિચાર મનમાં લાવતો નથી તે ગુરૂનો સત્ય શિષ્ય છે, એમ બોલી ગુરૂ મૌન રહ્યા. ગુરૂના વચનમાં પૂર્ણ શ્રદ્ધા પ્રેમથી શિષ્યની અવસ્થામાં અણધાર્યો અલૌકિક ફેરફાર થાય છે, અને ગુરૂના વચનમાં અશ્રદ્ધા વિપરીત ભાવ રાખીને વર્તવાથી વિપરીત અશુભ ફલ પ્રાપ્ત થાય છે. એક

ગુરૂની પાસે બે શિષ્ય અભ્યાસ કરતા હતા. ગુરૂની બન્ને શિષ્યોપર ઘણી કૃપા હતી એકદા ગુરૂના મનમાં વિચાર થયો કે સારસ્વત મંત્રથી બ્રાહ્મીચૂર્ણ મંત્રીને બન્ને શિષ્યોને ખવરાવું તો બન્ને શિષ્યો મહાશ્રુત ધારક જ્ઞાની બને. ગુરૂએ વિધિપૂર્વક શુભ યોગમાં બ્રાહ્મીચૂર્ણ મંત્રીને બન્ને શિષ્યોને સૂર્યોદય પછી ખાવાની આજ્ઞાકરી. એક શિષ્યે ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા પ્રીતિથી બ્રાહ્મીચૂર્ણનું ભક્ષણ કર્યું તેથી તે મહા જ્ઞાની બન્યો. સર્વ શાસ્ત્રનો પારંગામી બન્યો. બીજા શિષ્યના મનમાં ચૂર્ણ સંબંધી શંકા પ્રગટી, માખીના પગના ચૂર્ણ જેવું કાંઇક વાટેલું આ ચૂર્ણ છે એવું તેના મનમાં ઠસી ગયું તેથી તેને વાંતિ થઇ તથા કુષ્ટરોગ થયો. ગુરૂએ કુષ્ટરોગી શિષ્યને પુચ્છયું કે ત્હેં કેવા ભાવથી ચૂર્ણ વાપર્યું? તેણે પોતાના મનની સર્વ હાલત કહી તેથી ગુરૂએ તેને બોધ આપ્યો અને તેની શંકા દૂર કરી તથા એક બીજું ઔષધિનું ચૂર્ણ આપી તેનો કુષ્ટ રોગ દૂર કર્યો. ગુરૂએ શિષ્યને કહ્યું કે શ્રદ્ધાવિના મનની ઉચ્ચદશા થતી નથી. શ્રદ્ધા વિનાનું જ્ઞાન તે અજ્ઞાન છે. ગુરૂપર શ્રદ્ધા રાખીને ગુરૂ કહે તેમ માનવાથી અને કરવાથી આત્માની અનંત શક્તિયો પ્રગટે છે. નાસ્તિક કુતર્કી પાખંડીને ગુરૂ શ્રદ્ધા પ્રીતિના અભાવે આત્મ શક્તિયો પ્રાપ્ત થતી નથી, માટે ગુરૂમાં સર્વથા વિશ્વાસ મૂકી વર્તવાની જરૂર છે. શ્રદ્ધાબળથી હિપ્નોટિઝમ મેસ્મેરિઝમ વગેરે વિદ્યાની પ્રાપ્તિ થાય છે. ગુરૂ શ્રદ્ધાબળથી આત્મ શ્રદ્ધાબળ પ્રગટે છે. ગુરૂ પર ગમે તેવા વિપરીત સંયોગોમાં પણ અંશ માત્ર અશ્રદ્ધા શંકા ન પ્રગટવી જોઇએ. ગમે તેવા પ્રતિકુલ સંયોગોમાં પણ ગુરૂના વિશ્વાસી રહેવાથી આત્મોન્નતિ થાય છે. કોઇ વખત ગુરૂ પોતાનું બુરૂ કરે છે પોતાનો નાશ કરે છે, એવું લાગે તો પણ તે વખતે ગુરૂ પોતાના આત્માનું હિત કરે છે એવી શ્રદ્ધા રાખવી. ગુરૂના આશયો જુદા હોય અને શિષ્ય પોતાની બુદ્ધિથી તે આશયો સમજ્યા વિના વિપરીત કલ્પી લે એવું ઘણી વખત બને છે માટે તેથી પોતાની ભૂલ ન થાય એવું ચારે બાજુએથી લક્ષ્ય રાખવું અને ગુરૂ પર પૂર્ણ શ્રદ્ધા રાખી વિપ-

રીત વિચાર થતો અટકાવવો. એક નગરની બહાર એક ઉદ્યાનમાં એક ગુરૂ પોતાના શિષ્યની સાથે યોગાભ્યાસ કરતા હતા. એકદા પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશ્યો હતો. ગુરૂ જાગતા હતા અને શિષ્ય ભર નિદ્રામાં હતો. એવામાં એકયક્ષ પ્રગટ થયો તે ક્રોધી બની શિષ્યને મારવા દોડયો. ગુરૂએ યક્ષને અટકાવ્યો અને યક્ષને પુચ્છયું કે તું કેમ શિષ્ય તરફ ધસે છે. યક્ષે ગુરૂને કહ્યું કે એ મારો પૂર્વ ભવનો વૈરી છે. મારા પર જૂઠું કલંક મૂકીને તેણે જૂઠી સાક્ષી ભરી મ્હને રાજાના હુકમથી ફાંસીના લાકડે ચઢાવ્યો. મેં મરતી વખતે પરમાત્માનું ધ્યાન ધર્યું તેથી ત્યાંથી દેહ ત્યજીને યક્ષ યોનિમાં યક્ષ થયો છું. મેં મારો વૈરી અહીં દીઠો તેથી અહીં આવ્યો, તેથી હવે તેનું ગળું કાપી નાખીશ ત્યારે મને શાંતિ વળશે. ગુરૂએ કહ્યું કે હે યક્ષ !!! તે હવે મારો શિષ્ય થયો છે. માટે હવે તું વૈર બુદ્ધિનો ત્યાગ કર. વૈરથી વૈરની પરંપરા વધે છે પરંતુ પ્રેમથી વૈર શમે છે. અજ્ઞાની જીવો અજ્ઞાન મોહથી મહા ભૂલો કરે છે. સર્વ જીવોને કર્મો લાગ્યાં છે. કર્મના પ્રેરાયલા જીવો ન કરવાનું કરી બેસે છે. જીવો પોતે કરેલાં કર્મોથી દુઃખ પામે છે. અન્ય જીવો તો તેમાં નિમિત્ત માત્ર છે. હે યક્ષ !!! અજ્ઞાનાવસ્થામાં અનેક પાપ કર્મો થાય છે હવે તું કયાં વૈરથી પુનઃ પાપની પરંપરા વધારે છે. જેટલા અંશે જીવોની સાથે કર્મ છે તેટલા અંશે સર્વ જીવો દોષી છે. કર્મસહિત જીવો સર્વે સદોષી છે. જીવોની ભૂલ ભાંગવાથી જીવો સુધરે છે.હે યક્ષ !!! તું જો મારા શિષ્યનો પ્રાણ લે તેથી તેને શું ? શિક્ષણ મળે. અલબત્ત કંઇ શિક્ષા મળે નહીં. મનનો જ્યાં દોષ હોય તથા અજ્ઞાનથી મોહથી દોષ થયો હોય ત્યાં તેના શરીરનો નાશ શા માટે કરવા ધારે છે ? શિષ્યના મનમાં રહેલા મોહની ભૂલ છે તેની શિક્ષા શરીરને આપવી એ તો પખાલીનો વાંક અને પાડાને ડામ દેવા જેવું છે. ગુરૂના બોધથી યક્ષનો વૈરાગ્નિ ઘણો શાંત થયો તો પણ તે કહેવા લાગ્યો કે હે ગુરો !!! તમારો બોધ સત્ય છે તો પણ તમારા શિષ્યને દેખી પાછો ક્રોધ આવે છે માટે મારી એટલી માગણી છે કે તમો પોતે શિષ્ય કે જે મારો શત્રુ છે તેના

ગળામાં છરીથી છેદ કરી એક ટીપું રક્ત બહાર કાઢો એટલે મારૂં વૈર શમશે તે વિના અન્યોપાય નથી. ગુરૂએ છેવટે યક્ષનું કહ્યું માન્યું અને શિષ્યના ગળા પર છરીથી છેદ કર્યો અને એક ટીપું લોહી કાઢયું. એથી યક્ષ અંતર્ધાન થયો અને શિષ્ય જાગી ઉઠયો અને દેખ્યું તો ગળાની પાસે ગુરૂના હાથમાં રહેલી છરી દેખાઈ. આવા પ્રસંગે અવિશ્વાસી શિષ્ય હોયતો એમજ વિચારેકે જરૂર ગુરૂ મારા ગળે છરી મારીને મ્હારો નાશ કરવા ધારે છે. ગમે તેવાના મનમાં આવો પ્રસંગ દેખીને ગુરૂના સંબંધમાં વિપરીતભાવ આવ્યા વિના રહે નહિ, પરંતુ શિષ્ય સદ્ભાવંત હતો અને ગુરૂનો પૂર્ણ પ્રેમી હતો તેથી તેણે એકદમ ઉઠીને ગુરૂને વંદન કર્યું અને ગુરૂની સાથે ધાર્મિક વાતો કરવા લાગ્યો.પ્રસંગ પામીને ગુરૂએ શિષ્યને પુચ્છયું કે હે શિષ્ય !!! ત્હારા ગળા પાસે મેં છરી ધરી હતી અને ગળાપર છેદ કર્યો હતો તેથી રક્ત ટીપું નીકળ્યું તેથી મ્હારા સબંધી તારામનમાં શંકા પ્રગટી કે નહીં તેનો જવાબ આપ. શિષ્યે નમસ્કાર પૂર્વક ગુરૂદેવને વિનય ભરી વાણીથી કહ્યું કે હે સદ્ગુરો !!! આપને મ્હેં ગુરૂ કર્યા, આપના પર પૂર્ણ વિશ્વાસ પ્રેમ મૂકયો પછીથી આપ મારા માટે ગમે તે કરો તે યોગ્યજ છે એમાં શંકા કરવાનું કંઇ કારણ રહેતું નથી. હું જાગ્યો અને આપના હાથમાં છરી દેખી તથા મારા ગળા પર છરીથી પડેલો છેદ દેખ્યો તેનું કારણ ખાસ મારા હિત માટે આપની પ્રવૃત્તિ હોવી જોઇએ એવો મારો દૃઢ નિશ્ચય તાત્ને થયો અને આપનાપર ઉલટી વિશેષ સદા પ્રીતિ થઇ. આપના આશયો ઉચ્ચ સારા છે એમ મેં અનુભવીને આપની પાસે દીક્ષા લીધી છે તેથી હવે તે સંબંધી મારા મનમાં વિપરીત વિચાર કદાપિ આવી શકે નહીં, આપ અનંતગુણ ઉચ્ચ કોટિપર છે તેથી હું આપના આશયોને સમજી શકું નહીં પણ શ્રદ્ધાથી વર્તી શકુ. ગુરૂએ પશ્ચાત્ યક્ષ આવ્યો વગેરે જે જે વૃત્તાંત બન્યું હતું તે સર્વ વૃત્તાંત શિષ્યને જણાવ્યું અને શિષ્યને આધ્યાત્મિક જ્ઞાનનાં ઉચ્ચરહસ્યો સમજાવ્યાં,આ કથાપરથી એજ સાર લેવાનો છે કે ગુરૂના આશયો જાણવા અને પોતાને અમુક સંયોગોમાં ગુરૂનું

વર્તન વિપરીત લાગે, પોતાનું અહિત કર્તા લાગે તો પણ તેમ ઉચ્ચદશાનો ખ્યાલ કરી શ્રદ્ધા પ્રેમથી ભ્રષ્ટ ન થવું, દિશા મોહ થવાથ જેમ રાત્રે ઉડતાં બ્રાંતિમાં પડાયછે તેમ પોતાના મનની કલ્પનાથ કેટલીક વખત ગુરૂનું કથન વર્તન વિપરીત લાગે છે પરંતુ ગુરૂ આશયોને જાણ્યાથી પોતાની ભૂલ ભાગે છે. ગુરૂની શ્રદ્ધા વિના પ્ર પ્રતિ એકતસુમાત્ર પણ આગળ ચાલી શકાય તેમ નથી. ગુરૂવિન સર્વત્ર અંધકાર છે. અંધકારની પેલીપાર અનંત પ્રકાશમાં જવું હો તો ગુરૂની પાછળ ચાલો, આરોગ્ય પ્રાપ્ત કરવા માટે વૈદ્યની આજ્ઞા પ્રમાણે ઔષધખાનપાન આદિનો વ્યવહાર કરવામાં આવે છે તે મોક્ષની પ્રાપ્તિમાટે ગુર્વાજ્ઞા પ્રમાણે પ્રવર્તવામાં આવે છે. ન્હાના બાળ કનો માતામાં પૂર્ણ વિશ્વાસ પ્રેમ હોય છે. લઘુબાળની આખી દુનિય માતામાં સમાય છે તેમ શિષ્ય ભક્તોનો ગુરૂપર પૂર્ણ વિશ્વાસ પ્રે હોય છે અને તેઓની આખી દુનિયા ગુરૂમાં હોય છે. ગુરૂની ભક્ કોઈપણ રીતે ફળ્યા વિના રહેતી નથી, સમુદ્રના તળીએ ઉતરી મોતિની છીપો એકઠી કરનારાઓને ઉપરના મનુષ્યોપર વિશ્વાસ હોય છે તેના કરતાં ગુરૂપર અનંત ગુણ અધિક વિશ્વાસ હોવો જોઇએ જેટલા અંશે ગુરૂપર વિશ્વાસ પ્રેમ હોય છે, તેટલા અંશે આત્મા પ્રાપ્તિ પણ થાય છે. ગુરૂ રાત્રીના વખતમાં સૂર્યોદય થયો એમ કહ તો તેનો કંઇક આશય છે. ગુરૂ શિષ્યને કાગડો ધોળો છે એમ કહે તો તેનો પણ કંઇક આશય છે. આત્મજ્ઞાન રૂપ સૂર્યનો ઉદ રાત્રીના વખતમાં પણ હૃદયમાં પ્રગટે છે મન રૂપ કાગડો. ખોટ વિચારથી જે પૂર્વે કાળો હતો તે ગુરૂજ્ઞાન પ્રતાપે ધોળો થાય છે એમ દરેક બાબતમાં ગુરૂ વચનની અપેક્ષા જાણવી. વેશ્યાને ત્ય કામી પુરૂષો જાય છે તે કામવાસનાની તૃપ્તિ માટે જાય છે અને મહા ત્મા પુરૂષો કદાપિ જાય છે તો તે વેશ્યાને પ્રતિબોધ દેવા માટે જાય છે. તે ગમનક્રિયામાં પરસ્પર વિરોધ અને અવિરોધ અપેક્ષાએ જ્ઞાત વ્ય છે. વેશ્યા પ્રતિગમન સર્વ મનુષ્યોનું એક સરખા ઉદ્દેશ આશયથી હોતું નથી પણ તેમાં ભિન્ન ભિન્ન ઉદ્દેશઆશયછે તેમ ગુરૂના વિચારે

અને આચારોનો અપેક્ષાએ આશય ઉદ્દેશ પરસ્પર વિરોધી લાગે છે એમ ઘણીવખત મનુષ્યોના સંબંધમાં બને છે. પરંતુ ગુરુવિચારાચારની અપેક્ષાઓ જાણવામાં આવે છે ત્યારે વિરોધાભાસ રહેતો નથી. વિશ્વાસી પ્રેમી શિષ્ય ભક્ત તો એજ છે કે જેને પ્રતિકુલ વિચાર પ્રસંગમાં પણ અવજ્ઞાને સવજ્ઞારૂપે પરિણમાવી શકે છે. એક ગાયને કસાઇ મારી નાખવાની બુદ્ધિથી દેખે છે તે ગાયને એક સંત દયાની દૃષ્ટિથી દેખે છે. ગાયનો ભક્ત તેને પૂજ્ય બુદ્ધિથી દેખે છે. ઘરધણી તેને સ્વાર્થ બુદ્ધિથી દેખે છે. સિંહ તેને ખાઇ જવાની બુદ્ધિથી દેખે છે તેમ સર્વ બાબતમાં ગુરૂની દૃષ્ટિ અને પ્રવૃત્તિને અન્ય લોકોની દૃષ્ટિ સાથે ન સરખાવવી જોઇએ. ગુરૂની દૃષ્ટિમાં અને શિષ્યની દૃષ્ટિમાં અનંતગુણો ફેર છે. કામી પુરૂષ, એક યુવાન સ્રીને ભોગની દૃષ્ટિથી દેખે છે અને મહાત્મા પુરૂષ તેને યોગની દૃષ્ટિથી દેખે છે. કામી પુરૂષ કોઇ સ્રીના સમાગમમાં કામરાગથી આવે છે અને મહા સાધુ પુરૂષ તે સ્રીને બોધ દેવા માટે તેના સમાગમમાં આવે છે એમ બન્નેના એકજ પ્રવૃત્તિમાં ભિન્ન આશય છે. ગુરૂની કોઇપણ પ્રવૃત્તિ શુભાશય વિનાની હોતી નથી, એમ પ્રથમથી ગુરૂપર શ્રદ્ધામૂકીને વર્તવાથી આત્મોન્નતિ થાય છે. ગુરૂ કારણ પ્રસંગે અન્યશિષ્યને ધમકાવેછે પણ તેની અસર અન્યશિષ્યો પર કરવાની હોયછે તેથી ગુરૂના આશયો પ્રથમથી ખાસ જાણવા જોઇએ અને તે ગુરૂજીની કોઇ વિરૂદ્ધ લાગતી પ્રવૃત્તિ પણ શુભાશય વિનાની નથી એમ ગુરૂ કર્યા પૂર્વે શ્રદ્ધા ધારવી જોઇએ. કોઇ પણ વિરૂદ્ધ લાગતી બાબતમાં ગુરૂના આશયો જાણવા માટે અધીરા ન બનવું જોઇએ. મહાત્માઓના આશયો વસ્તુતઃ પ્રથમથી કંઇ સ્પષ્ટ જણાતા નથી. કાર્યની સિદ્ધિ પછી તેમની પ્રવૃત્તિનું કેટલીક બાબતમાં રહસ્ય સમજાય છે. ગુરૂની પાસે તેમની ઇચ્છા પ્રમાણે બેસવું અને બોલવું. ગુરૂની આજ્ઞા માગીને ગુરૂને કંઇ પુચ્છવું. તેઓ પુચ્છવાની જ્યારે આજ્ઞા આપે ત્યારે તેમને પુચ્છવું. તેઓ અન્ય સાથે વાત કરે ત્યારે વચ્ચમાં તેમની મરજી જાણ્યા વિના ન બોલવું.ગુરૂનો અવિનય થાય તેમ ન પ્રવ-

તર્વું. ગુરૂ ધ્યાન ધરતા હોય ત્યારે શાંત રહેવું. ગુરૂ પ્રસન્ન ચિત્તથી સ્વસ્થ બેઠા હોય ત્યારે તે જે ટાઇમ આપે તેવખતે ગુરૂની પાસે વિનય બહુમાનથી જ્ઞાન ગ્રહણ કરવું. તેમની સેવા તેમની મરજી મુજબ કરવી. તેમની પ્રકૃતિને જાણી તેઓની પ્રસન્નતા જાળવવી અને સેવા ભક્તિ કરવી. ગુરૂ કોઇ વખત ધમકાવે તો તેથી ક્રોધી ન બનવું. ગુરૂના ભક્તોએ ગુરૂનું મન અને તેમના ઇશારાને અનુસરી ચાલવું. ગુરૂનું મન કઇ વખતે કેવા પ્રકારનું છે અને તે વખતે કેમ વર્તવું તે જે જાણે છે તે ગુરૂનો પ્રિય શિષ્ય ભક્ત બને છે. ગુરૂની મરજી હોય તે વખતે તેમની પાસે બેસવું. તેમના કોઇ કાર્યમાં ડખલ કરવી નહીં. ગુરૂની સાથે વૃથા વાદ ન કરવો. જે પુછવું હોય તે ખાસ જાણવાની દૃષ્ટિએ પુછવું. તેમના કાર્યમાં સહાયક થવું અને તેમની મરજી સાચવી સર્વ પ્રવૃત્તિ કરવી. ગુરૂ પાસે બિલકુલ લઘુ બાળક જેવા થવું અને હિત શિક્ષાને વિનય પૂર્વક ઝીલવી. ગુરૂનો ઠપકો સાંખવો અને પોતાની તેવી ભૂલ કબૂલ કરી માફી માગવી. ગુરૂની સાથે કોઇ પણ બાબતમાં વઢ અને જડ ન થવું. ગુરૂનો પરોક્ષમાં અવર્ણવાદ ન બોલવો. ગુરૂના આત્માની સાથે પોતાના આત્માને મેળવવો. સ્વમનનીવૃત્તિને આગળ કરીને ગુરૂની પાસે જતાં આત્મ કલ્યાણ થતું નથી. મનની પેલી પાર જવાને માટે ગુરૂ પાસે રહી આત્મજ્ઞાન મેળવવું. જે બાબતો એકદમ સમજવાની પોતાની યોગ્યતા ન આવી હોય તેવી બાબતો એકદમ સમજવા માટે પ્રયત્ન કરવો નહીં તથા અધીરાઈ જણાવવી નહીં. કેટલીક તત્ત્વજ્ઞાનની બાબતો ઘણું કાલે અનુભવમાં આવે છે. ગુરૂ પાસે રહી ઉપાસના કરતાં તેમની મરજી અનુસારે આત્મજ્ઞાનનાં રહસ્યો ગ્રહણ કરવામાં પૂર્ણ લક્ષ દેવું. ગુરૂના વારંવાર સમાગમમાં આવવું તેમ કરવું અને શ્રુતજ્ઞાન સાંભળવું. દેવગુરૂ ભક્તિથી આ ભવમાં સુખ છે પરંતુ ગુરૂસેવા ભક્તિથી તો આ ભવમાં અને પરભવમાં જ્ઞાનાનંદરૂપ સુખની પ્રાપ્તિ થાય છે. ગુરૂને જે ન ગમે તેવી બાબતોને ગુરૂ આગળ પ્રકાશ કરવી ન જોઇએ. ગુરૂ કરતાં શિષ્યનું મન કિંચિત્ માત્ર ભિન્ન ન થવું. તેમના સદુપદેશો

વિશ્વમાં સર્વત્ર ફેલાવો કરવો અને તેમના વિરોધીઓના વચનપર શ્રદ્ધા ન રાખવી, તથા ગુરૂના વિરોધીઓનો સમાગમ કરવો નહીં. દરેક મનુષ્યનો કોઇને કોઇ વિરોધી હોય છે ગુરૂની ઇર્ષ્યા કરવાવાળા અન્ય કુગુરૂઓ હોય છે તેઓ ગુરૂના વિચારો અને પ્રવૃત્તિયોનું ખંડન કરે છે, તેથી તેવા પ્રસંગે ઘણા સાવધાન રહેવું અને અપેક્ષાએ ગુરૂની સર્વ જાતની પ્રવૃત્તિ છે એમ જાણવું. ગુરૂ પોતાના શિષ્યના આત્માનો વિકાસ થાય એવાં જે પુસ્તકો વાંચવા બતાવે તેજ પુસ્તકો શિષ્યે વાંચવાં અને જે જે પ્રવૃત્તિયોને નિર્દેશે તે તે પ્રવૃત્તિયો કરવી અને જેનો નિષેધ ફરમાવે તેનો ત્યાગ કરવો. પિતા અને પુત્રનો જે સંબંધછે તે કરતાં ગુરૂ અને શિષ્યનો અનંત ગુણ ઉત્તમ સત્ય સંબંધછે. ગુરૂની સાથે શિષ્યનો અભેદ સંબંધ રસ હોય છે ત્યાં ગુરૂ શિષ્ય સંબંધ છે એમ જાણવું, ગુરૂમાં અને ગુરૂબોધમાં જેઓને રસ નથી પડતો અને જેઓ ગુરૂના સંબંધમાં લૂખા રહે છે, તેઓ ગુરૂભક્તિના પગથીએ ચઢયા નથી, કાંતો ગુરૂને એવાની સાથે શિષ્યભાવનો અધિકાર નથી તથા એવા ગુરૂશિષ્ય સંબંધથી ગુરૂ વા શિષ્યને કોઇ જાતનો ફાયદો નથી. ગુરૂના વચન વર્તનમાં શંકા દોષ અનાચાર દેખનારાઓ કદાપિ ગુરૂના શિષ્ય ભક્તો બની શકતા નથી. સર્વ ધર્મશાસ્ત્રોનાં પરસ્પર વિરોધી વચનોની અપેક્ષાએ એકતા કરી આપીને ગુરૂ પોતાના ભક્ત શિષ્યોને શાસ્ત્રથી થતા વિરોધથી પેલી પાર લેઇ જાય છે, માટે ગુરૂગમ લેઇ ધર્મશાસ્ત્રોનું વાચન શ્રવણ કરવું, પરંતુ શાસ્ત્ર વાસનાના તાબે થઇ ગુરૂ શોધવા ન જવું. શાસ્ત્રને આગળ કરીને ગુરૂને જોવાના કરતાં પ્રથમાભ્યાસમાં ગુરૂને આગળ ધર્મશાસ્ત્રોનું રહસ્ય પ્રાપ્ત કરવું કે જેથી શાસ્ત્રવાસના, વિષયવાસના અને લોકવાસનાનો નાશ થાય. શાસ્ત્રો, મન, વાણી અને કાયા એ સાધનો છે, એ સાધનોમાં પ્રવૃત્તિ વા નિવૃત્તિ કરવી એ ગુરૂમગન્ત આધીન છે. મન, વાણી કાયાશાસ્ત્રો વગેરેનો જે કાલે જેવો ઉપયોગ કરવો હોય વા તેમાં ફેરફાર કરવો હોય તે ગીતાર્થ ગુરૂ જાણે છે, તેથી તેમની આજ્ઞાનુસારે સાધનોમાં પ્રવૃત્તિ વા નિવૃત્તિ કરવી. ગુરૂ,પોતાના શિષ્યને આત્માર્પણ કરે છે.ભક્તશિષ્યની આગળ

ગુરૂનું હૃદય ખુલ્લું થઇ જાય છે અને ગુરૂની આગળ શિષ્યનું હૃદય ખુલ્લું થઇ જાય છે. ગુરૂના હૃદયના સાગરના તળીએ પ્રવેશીને શિષ્ય અનેક મૌકિતક રત્નોને પામે છે. આત્મગુરૂ સાગરમાં સર્વ સાગરો સમાઇ જાય છે. પરમદેવ પરમાત્મ મહાવીર પ્રભુના પર ગૌતમે જ્યારે પૂર્ણ શ્રદ્ધા, પ્રીતિ ધારણ કરી અને પ્રભુને દેવ તરીકે સ્વીકારી તેમનો પોતાના મસ્તક પર હસ્ત મુકાવ્યો તેજ વખતે ગૌતમ ગુરૂ દ્વાદશાંગીના ધારક બન્યા તથા ત્રણ જ્ઞાનના ધારક બન્યા. પોતાની ભકિત પ્રમાણે ગુરૂનું જ્ઞાન ઝીલવાને શિષ્યનો આત્મા અધિકારી બને છે. પંચમારકમાં ગીતાર્થ ગુરૂનું આલંબન સર્વોત્કૃષ્ટ છે. ગુરૂઓ રાત્રી દિવસ જ્ઞાન આપવા તૈયાર છે. શિષ્યોએ ભકતોએ ગુરૂને ઓળખવા અને ગુરૂનું જ્ઞાન લેવા રસિયા થવું જોઇએ. મહાવ્યસનની પેઠે ગુરૂની સેવા પ્રાણાંતે પણ ન છૂટે અને ભય ખેદ લજ્જાથી રહિત એવું વ્યસન લાગવું જોઇએ. ગુરૂજી જે બોધ આપે છે તેમાં અને સર્વજ્ઞ પરમાત્માના બોધમાં અંશ માત્ર ફેર નથી એવી પૂર્ણ શ્રદ્ધા પૂર્ણ પ્રીતિ પ્રગટવી જોઇએ, કારણ કે એવી પૂર્ણ શ્રદ્ધા પ્રીતિવિના સાક્ષાત્ પરમેશ્વર આવી કરોડો વખત ઉપદેશ આપે તોપણ ભકત શિષ્યને અસર થાય નહીં. ગુરૂમાં પરમાત્મપણું સત્તાએ અનુભવવું અને તેમની દેશના શ્રવણ કરતાં રોમરાજી વિકસે એવો ભાવ પ્રગટવો જોઇએ. ગુરૂમાં પ્રભુ ભાવ પ્રગટે છે ત્યારે સ્વપ્નમાં પણ ભક્ત શિષ્યોને ગુરૂજી ઉપદેશ આપે છે અને જાગ્રત્ અવસ્થાની પેઠે સ્વપ્નાવસ્થામાં અંતરમાં ગુરૂજી બોધ આપે છે. ગુરૂજીનાં વચનો તેજ વેદો આગમ શાસ્ત્રો રૂપ જેને લાગે છે તે ભકત શિષ્યોના દાસાનુદાસ થવામાં મુકિત છે. અમારી રચેલી શિષ્યોપનિષદ્‌માં શિષ્ય ભક્તના ગુણોનું સારી રીતે સ્પષ્ટી કરણ કરવામાં આવ્યું છે. શિષ્યોપનિષદ્‌ને ગુરૂગમ પૂર્વક જે ભક્ત શિષ્યો વાંચે છે, સ્મરે છે તે શિષ્યપદના અધિકારી બની છેવટે ગુરૂપદના અધિકારી બને છે. ભક્તોએ શિષ્યોએ સદ્ગુરૂ હૃદયની પ્રેરણાનો સૂક્ષ્મ ધ્વનિ શ્રવણ કરવાને ગુરૂના હૃદયની સાથે પોતાનું હૃદય ઐકય કરી

દેવું જોઇએ. સત્ય ભક્તો ગુરૂના હૃદયમાં ઉઠેલા વિચારનારને તુર્ત પોતાના હૃદયમાં ઉતારી દે છે. ગુરૂપરની પ્રેમ શ્રદ્ધાથી ભક્ત શિષ્યો પ્રતિદિન પાકે છે. તેના પર કાચબી અને તેના બચ્ચાંઓનું દૃષ્ટાંત નીચે મુજબ આપવામાં આવે છે. કાચબી દરિયામાં રહે છે તેને ઇંડાં મૂકવાનો વખત આવે છે ત્યારે દરિયાની બહાર રેતીના ઢગલામાં એક બે હાથ ઉંડો ખાડો કરી તેમાં ઇંડાં મૂકે છે અને તેના પર પાછી ધૂળ વાળે છે અને દરિયામાં આવી ઇંડાંના સંબંધી શુભ વિચારો કરીને ઇંડાં તરફ શુભ લેશ્યાનો પ્રવાહ, વાત્સલ્ય પ્રવાહ વહેવરાવે છે, તેથી રેતીમાં રહેલાં ઇંડાં સેવાય છે ને પોષાય છે. કાચબી દરિયામાં રહી મન થકી ઇંડાંને શુભ લેશ્યાના વાત્સલ્ય પ્રવાહથી સેવે છે અને ઇંડાંની સાથે ધ્યેયધ્યાતા ધ્યાનના એકતાનથી એક રૂપ બની જાય છે તેથી તેને ઇંડાં વિના કશું અન્ય ભાન રહેતું નથી કેટલેક દિવસે ઇંડાં પાકે છે તેની કાચબીને ખબર પડે છે તેથી તે ત્યાં આવી રેતી દૂર કરીને બચ્ચાંને દરિયામાં લેઈ જાય છે. કદાપિ ઇંડાં કાચબી મૂકે છે અને જો તેને કોઇ મારી નાખે છે તો તેનો વાત્સલ્ય પ્રવાહ તેનાં ઇંડાંને નહીં પહોંચવાથી ઇંડાં સડી જાય છે તે પ્રમાણે ભક્તો શિષ્યો જો ગુરૂની સાથે શ્રદ્ધા પ્રેમપ્રવાહથી ગુરૂની સાથે એકમેક થઈ વર્તે છે તો ગુરૂની કૃપા પામી તેઓ ઇંડાંમાંથી બચ્ચાંની પેઠે તેઓ અન્તરાત્મા બની પરમાત્મા બને છે. શ્રદ્ધા પ્રેમપ્રવાહથી ગુરૂની સાથે રહી ગુરૂ રૂપ થાય છે. ગુરૂપર શ્રદ્ધા ભક્તિનો સતત પ્રવાહ વહેવરાવીને ભક્તો શિષ્યો પ્રત્યક્ષ અનુભવ જ્ઞાનને પામે છે અને પોતે ગુરૂ બને છે. ગુરૂ અને ભક્તોની વચ્ચે શ્રદ્ધા પ્રેમનો પ્રવાહ જો અટકી જાય છે તો તેથી ભક્ત શિષ્યોની પ્રગતિ થતી બંધ પડી જાય છે. ભક્તોપર શિષ્યો પર ગુરૂની કૃપાનો પ્રવાહ વહ્યા કરે છે. ભક્તોમાં શિષ્યોમાં જ્યાં સુધી ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ હોય છે ત્યાં સુધી ગુરૂની કૃપાનો પ્રવાહ ભક્તશિષ્યો પર અખંડ વહ્યા કરે છે તેથી ભક્તોની શિષ્યોની સર્વથા ઉન્નતિ થાય છે. ભમરી જેમ ઇયળને કેદી તેને ભમરી બનાવે છે તેમ ગુરૂ પોતાના શિષ્યોને ભક્તોને પોતાના સરખા બનાવે છે.

આશ્વિન માસમાં ભમરી ખેતરોમાંથી શણનાં પાંદડાં લાવે છે અને તે પાંદડાંને તેના બનાવેલા દરમાં મૂકે છે પછી તે ઇયળને લાવી પાંદડાંમાં મુકે છે પછી ભમરી પેલી ઇયળને સેવે છે, ઇયળને ચટકા મારે છે તેથી ઇયલ પોતે ભમરીના રૂપમાં પરિણમે છે. શિષ્યો ભક્તો તે પ્રમાણે આત્મગુરૂથી સેવાઇને આત્મ ગુરૂરૂપ બને છે. ભમરી પોતે ઇયળને ચટકો મારે છે ત્યારે ઇયલ ભમરી થઇ જાય છે. ઇયલ પોતે ભમરીનું ધ્યાન ધરે છે ત્યારે ભમરી બને છે, તેમ ભક્તોએ શિષ્યોએ ગુરૂનું ધ્યાન ધરવું જોઇએ અને ગુરૂના ચટકા આકરા લાગે તો પણ તે સહવા જોઇએ. શલાટ કારીગર, એક પત્થરની આરસપાષાણની મૂર્તિ બનાવે છે તે મૂર્તિ બનાવવા માટે પત્થર આરસપાષાણને ભેદે છે, ઘડે છે. તેના પર બેસીને તેને કૂટે છે અને પશ્ચાત્ સંસ્કારો આપી તેની પ્રતિમા બનાવે છે, પશ્ચાત્ એ પ્રતિમાને પ્રભુગુરૂની યાદી તરીકે પૂજવામાં આવે છે. ગુરૂના હાથે ચઢેલા ભક્તોને અને શિષ્યોને પ્રથમ ગુરૂ થકી ખમવું પડે છે, ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું પડે છે, ગુરૂપર પ્રેમ શ્રદ્ધા રાખીને ગુરૂની સેવામાં અનેક દુઃખો પડે, તે સહેવાં પડે છે, પશ્ચાત્ ગુરૂની પેઠે આત્મા પૂજ્ય બને છે. એકદા એક ઋષિએ હનુમાનને પુચ્છયું કે હે હનુમાન ! તું રામનો ભક્ત તરીકે વિશ્વમાં પ્રસિદ્ધ છે. ભક્તના રોમે રોમે પ્રભુ વસે છે તો ત્હારા રોમે રોમે રામ હોય તો તું રામનો ખરો ભક્ત ગણાય, માટે રામ બતાવ!!! હનુમાને તેજ વખતે હાથની ચામડી ચીરી અને રોમે રોમે રામની મૂર્તિ પ્રત્યક્ષ દેખાડી તેથી રૂષિ પ્રસન્ન થયા અને હનુમાનને કહ્યું કે તું રામનો સત્યભક્ત છે. ગુરૂભક્ત એવા શિષ્યના રોમે રોમે ગુરૂવ્યક્ત હોય છે. ગુરૂભક્તની જ્યાં આંખ ઠરે છે ત્યાં તેને ગુરૂ દેખાય છે. ગુરૂપર ધારણ કરેલ પ્રેમશ્રદ્ધામાં અનંતગણું આકર્ષણ રહ્યું છે કે જે આકર્ષણના બલની આગળ કરોડો મણ લોહચુંબકનું આકર્ષણ તે જાણે સાગરની આગળ એક બિંદુસમાન છે. કરોડો વર્ષ સુધી તપ, જપ, વ્રત, નિયમ કરવાથી જે આત્માનો પ્રકાશ થાય છે, તેના કરતાં ગુરૂ પર પૂર્ણશ્રદ્ધા પ્રેમ રાખ્યાથી એક ક્ષણ માત્રમાં આત્મામાં અસં-

ખ્યગુણો પ્રકાશ થાય છે. ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ મૂકવામાં તર્ક બુદ્ધિવાદને દેશવટો આપવો જોઇએ. દુનિયાની રીત વા બીજાને દેશવટો આપવો જોઇએ. કોઇ પોતાને ગાંડા મૂર્ખ વગેરે શબ્દો કહે તથા ઘણાં સંકટો પડે તોપણ તે સહવાં જોઇએ. કોઇ પોતાને અંધશ્રદ્ધાળુ કહી ખીજવે, મશ્કરી કરે, અપકીર્તિ કરે, તોપણ તેથી ગુરૂપરની શ્રદ્ધા પ્રીતિ વધવી જોઇએ પણ અંશમાત્ર ઘટવી ન જોઇએ, ગુરૂ માટે મરી પડવું જોઇએ, હનુમાને જેવી રીતે રામની સેવામાં જીવન આપ્યું તેમ ગુરૂની સેવા કરવામાં જીવવાની વા મરવાની પરવા નહીં રાખતાં આત્માર્પણ કરવું જોઇએ. સત્ય, દયા, અસ્તેય, બ્રહ્મચર્ય, સંતોષ વગેરે ગુણોને ખીલવવા જોઇએ. ગુરૂની આજ્ઞામાંજ સર્વ પ્રકારના ધર્મો માની તે પ્રમાણે ભક્ત શિષ્યોએ વર્તવું. મનુષ્યાત્મા જેમાં પોતાનું ચિત્ત રાખે છે તેવો તે બને છે. ભક્ત શિષ્ય જો ગુરૂમાં પોતાનું ચિત્ત રાખે છે તો તે ગુરૂ રૂપ બને છે. ભક્ત શિષ્યો પ્રથમ ગુરૂની સંગતિમાં આવે છે અને ગુરૂ પર શ્રદ્ધા પ્રીતિ ધારણ કરે છે અને ગુરૂના શિષ્ય બને છે એ પ્રમાણે શિષ્ય થવાની પ્રથમ ભૂમિકા છે. બીજી ભૂમિકામાં મનની દશાને ગુરૂ આજ્ઞાનુસાર સુધારવામાં આવે છે, મનમાં થતી અનેક શંકાઓને ટાળવામાં આવે છે, વિષયોની આસક્તિ અને વૈરાગ્ય ભાવ વચ્ચે યુદ્ધ આરંભ થાય છે. ગુરૂ અને મોહ બન્નેની તુલનામાં આત્મા પ્રવૃત્તિ કરે છે. ત્રીજી ભૂમિકામાં મોહનો પરાજય થાય છે. ગુરૂ રૂપ થઇને આત્મા જીવે છે. પોતાના નામ રૂપનો મોહ ટાળીને ભક્તો શિષ્યો ગુરૂના નામ રૂપની સેવા કરે છે અને નામ રૂપની પેલી પાર રહેલ આત્મ ગુરૂ સ્વરૂપને નિહાળે છે. ચોથી ભૂમિકામાં પૂર્ણ શક્તિની પ્રાપ્તિ થાય છે. આત્મા પોતે પરમાત્મા સ્વરૂપ થવામાં સર્વની તૈયારીઓ લગભગ પૂરી કરી દે છે. ગુરૂ રૂપ પોતાના આત્માને અનુભવે છે આત્મા તેજ પરમાત્મા છે એવો પોતપોતાને અનુભવે છે. પાંચમી ભૂમિકામાં આત્મા શિષ્ય મટી ગુરૂ રૂપ બની છેવટે પંચમી ભૂમિકામાં કેવલ જ્ઞાની બની જીવનમુક્ત બને છે અને

ત્યાગ તથા રાગથી તથા મત અનતથી મુક્ત પૂર્ણ સ્વતંત્ર પૂર્ણાનંદી બને છે. એકવાર પણ જો સદ્ગુરૂ પર પૂર્ણ શ્રદ્ધાપ્રેમ ધારવામાં આવે છે તો પશ્ચાત્ મુક્તિની પ્રાપ્તિ જ્યારે ત્યારે પણ થયા વિના રહેતી નથી. સદ્ગુરૂને સેવા ભક્તિ કદાપિ નિષ્ફલ જતી નથી. ગુરૂ પર શ્રદ્ધા ભક્તિ વિનાની ઉપર ઉપરની કૃત્રિમસેવા ભક્તિથી આત્માનો વિકાસ થતો નથી, માટે આંતરિક સત્ય પ્રેમ શ્રદ્ધા ધારવી કે જેથી જડ પદાર્થોમાં સુખ બુદ્ધિ ન રહે. આત્માની શુદ્ધિ માટે ગુરૂ આજ્ઞામાં વર્તવું એજ સત્ય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની કુંચી છે. જે લોકો આત્મા, મોક્ષ, પરલોક, ઇશ્વર માનતા નથી તે લોકો ગુરૂની ભક્તિ સેવામાં અનાર્ય પ્રવૃત્તિવાળા છે. ગુરૂદ્રોહી, ગુરૂવિશ્વાસઘાતી, ગુરૂનિન્દક ગુરૂની ઇર્ષ્યા કરનારા, ગુરૂની અનુપયોગિતા સમજનારા લોકોની સંગતિનો ત્યાગ કરવો. ગુરૂના સદ્બોધને ઉલટો કહેનારાનો સંગ ન કરવો. ગુરૂ પર કલંક ચઢાવ-નાર, હેલના કરનાર, ગુરૂને તુચ્છ પામર સમજનારનો સંગ ન કરવો. ગુરૂ પર શ્રદ્ધા પ્રેમ ન બેસે એવી પ્રપંચ પ્રવૃત્તિ કરનાર મનુષ્યોથી ચેતીને ચાલવું. ગુરૂના જેવું રૂપ ધરીને ગુરૂથી વિમુખ કરવાની ચેષ્ટાઓ કરનારા મિથ્યા દેવો અને દેવીઓથી સુશિષ્ય ભક્તો ઠગાતા નથી. ગુરૂ પરની શ્રદ્ધા ઉઠાવવા પ્રપંચી ઇર્ષ્યાળુ ભિન્ન મત ધારકો તરફથી જે જે ખોટી દલીલો રજુ થાય તેના સામા જવાબો આપવા અને સહામા જવાબો આપવા જેટલી શક્તિ ન હોય તો મૌન રહેવું અગર સહામા થતા ઉપાયો લેવા. ઉત્તમ ભક્ત શિષ્યો પોતાના ગુરૂની નિંદા કદાપિ અજ્ઞાનિ મનુષ્ય કરે તો તે વખતે પોતાના બે કાનમાં આંગળીઓ ઘાલી દે છે, પરંતુ ગુરૂ નિંદાનો એક શબ્દ પણ કાને સાંભળતા નથી. કલિયુગમાં નાસ્તિક જડવાદી પાખંડીઓના સહવાસે નાસ્તિક ગુરૂ નિંદ્ય બન્યે જાય છે અને ગુરૂની નિંદા કર-નારાઓનો અનેક રીતથી પ્રચાર કરે છે. ગુરૂના અભાવે વિશ્વમાં અંધકાર પ્રસરે છે અને ધર્મકર્મની વ્યવસ્થાનો નાશ થાય છે, તેથી દુનિયામાં જુલ્મ મરકી મારામારી અશાંતિ પ્રસરે છે તેથી સર્વ

કેટોમાં પાપ પ્રગટે છે માટે સદ્ગુરૂ ભક્તોએ કેશરાજ્ય સમાજ સંઘ કુટુંબની રક્ષા ઉન્નતિ શાંતિ સુખ માટે ગુરૂ વર્ગનો નાશ થતો અટકાવવો જોઇએ. સર્વ વિશ્વમાં ગુરૂ વર્ગ પર પૂજ્યભાવ શ્રદ્ધા પ્રીતિ કાયમ રહે એવા ઉપાયો લેવા જોઇએ. ગુરૂએ લાયક મનુષ્યોને શિષ્ય ભક્તો બનાવવા અને ઉદાર સ્વતંત્ર શુદ્ધ વ્યાપક ધર્મનો વિશ્વમાં પ્રચાર કરવો. ગુરૂની સાથે રહેલા કર્મના ઓદયિકભાવને ગુરૂનો ઓદયિકભાવ ન માનવો અને ઓદયિકભાવના દોષનો ગુરૂમાં આરોપ કરીને ગુરૂનું શુદ્ધાત્મસ્વરૂપ ભૂલવું ન જોઇએ. ગુરૂની ઓદયિક ચેષ્ટાથી ગુરૂ પર અભાવ ન લાવવો જોઇએ. પ્રારબ્ધથી ઓદયિક ભાવની પ્રવૃત્તિમાં શુભાશુભભાવ ન ધારવો. ઓદયિક પ્રારબ્ધ કર્મમાં નિર્લેપપણે વર્તવું એ ગુરૂનું આંતર કર્તવ્યછે. કર્મપ્રકૃતિમાયા ખેલોને આત્મ ગુરૂના ખેલો ન માનવા જોઇએ અને આત્મ ગુરૂને સત્તાએ પરમાત્મ રૂપ માનીને તેમાં લયલીન થવું એવું આ ગ્રન્થમાં સાપેક્ષનયથી પ્રબોધવામાં આવ્યુંછે. આત્માની સાથે જ્યાં સુધી કર્મછે ત્યાંસુધી કોઇ દોષરહિતનથી, એવી બુદ્ધિરાખીને સર્વજીવોને દેખતાં સમભાવ રહેછે અને કોઇના દોષ લેવા તરફ વૃત્તિ થતી નથી. ગુરૂપર શ્રદ્ધા પ્રીતિ રાખનારાઓએ ગુરૂના દોષ લેવા તરફ લક્ષ ન દેવું. પ્રકૃતિમાં મનાયલા ગુણો અને દોષો બન્નેથી શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી જોતાં ગુરૂનો આત્મા ન્યારો છે અને સ્વાત્મ ગુરૂ પણ ન્યારો છે એમ શુદ્ધોપયોગ રાખીને નિર્લેપપણું પ્રાપ્ત કરવું. આત્માનો શુદ્ધોપયોગ એજ આત્મ ગુરૂની શુદ્ધ ભક્તિ શુદ્ધ સેવા શુદ્ધ ધ્યાન છે. શુદ્ધાત્મભાવની દૃષ્ટિથી સર્વ લોકોને દેખવા અને બને તેટલી તેવી આંતરથી પ્રવૃત્તિ કરવી. શુદ્ધાત્મા એજ શુદ્ધાત્મ મહાવીર છે અને એજ શુદ્ધાત્મ ગુરૂ છે. સત્તાએ ગુરૂ તથા પોતાના ગુરૂ, શુદ્ધાત્મમહાવીર છે અને વ્યક્તિભાવે શુદ્ધાત્મ મહાવીર બને છે. સર્વ પ્રકારના કષાયોને જીતવામાં મહાવીરપણું છે અને ગુરૂના શરણે રહી પરમ શુદ્ધાત્મ મહાવીરત્વ પ્રાપ્ત કરવું એજ ભક્તોનું શિષ્યોનું કર્તવ્ય છે. વિશ્વમાં ગુરૂથી જ્ઞાનની પરંપરા પ્રવર્તે છે અને ધર્મની પરંપરા

પ્રવર્તે છે. સદ્ગુરૂનો ઉપદેશ છે કે ભક્તોએ શિષ્યોએ બાહ્યાંતર જડ વિષયોની આસક્તિનો ત્યાગ કરવો, વિશ્વમાં અહિંસા ધર્મ ફેલાવવો. સત્ય વદવું અને સત્ય માનવું, ચોરી કરવી નહીં અને કરાવવી નહિ, વ્યભિચાર કર્મનો મન વાણી કાયાથી ત્યાગ કરવો, પરસ્ત્રીને મા બેન પુત્રી સમાન ગણવી, ધનાદિકમાં સંતોષ રાખવો, ધનાદિકની મૂર્છાનો ત્યાગ કરવો, ધાર્મિક વિચારાચારોમાં સંકુચિત દૃષ્ટિ ન રાખવી, ધર્મ મતભેદે કષાયની ઉદીરણા ન કરવી, પરમેશ્વરની પ્રાર્થના કરવી, અસત્ય દુર્ગુણોનો ત્યાગ કરવો, ગુરૂની કૃપાબળે કામાદિ વાસનાનો સર્વથા નાશ થાય એવી આત્મ ભાવના ભાવવી, મોહની પ્રકૃતિનો જય કરવો, રાગ દ્વેષને જીતવાનો અભ્યાસ કરવો, ગુરૂકુળવાસમાં રહીને ગુરૂ પાસેથી અનુભવ જ્ઞાન મેળવવું, ધર્મના અનેક મતભેદોમાંથી સાપેક્ષાએ સત્યને દેખવું અને વિશ્વલોકોને સત્ય દેખાડવું, સર્વ પ્રકારના ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા લોકોની સાથે હળી મળીને મૈત્રી ભાવથી વર્તવું, સદ્ગુરૂની સલાહ લેઇને વ્યાવહારિક ધાર્મિક કર્તવ્યોમાં પ્રવૃત્ત થવું, દેશ સમાજ સંઘ જ્ઞાતિ કુટુંબ સાધુ સંતની અનેક પ્રકારે ઉપયોગી સેવા કરવી, સર્વ વિશ્વલોકોમાં ઐક્ય વધે એવા સદ્વિચારોનો ફેલાવો કરવો, તીર્થંકર પરમાત્મ મહાવીર દેવનાં અમૃત વચનોનું સ્મરણ કરી તે પ્રમાણે યથાશકિત પ્રવર્તવું, ગુરૂના સદ્ વિચારોનો સર્વ વિશ્વમાં પ્રચાર કરવા સર્વથા આત્મભોગ આપવો, જૈનધર્મનાં વ્યાપક ધર્મ શિક્ષણોનો સર્વત્ર પ્રચાર કરવો, ગુરૂની સેવા ભકિત કરતાં સર્વ ધર્મની સેવા ભકિત થાય છે એવા નિશ્ચયથી વર્તવું, દોષી અપરાધી જીવો પર કરૂણાભાવ રાખવો, ઇન્દ્રિયો અને મનને આત્માના તાબે રાખવું, ગૃહસ્થધર્મ અને ત્યાગીધર્મ એ બન્ને ધર્મ પૈકી જે ધર્મ પાળી શકાય તે આદરવો, સ્વાધિકારે કર્તવ્ય કર્મો કરવાં, દુર્જન શત્રુઓની શુદ્ધબુદ્ધિ થાય તેવી પ્રવૃત્તિ કરવી, ગરીબ અશક્ત નિર્ધન ભૂખ્યાં તરસ્યાંઓને સ્વાધિકારે યથાશકિત સહાય કરવી, હરરોજ દુર્ગુણો ત્યાગવા અને સદ્ગુણો પ્રાપ્ત કરવા માટે સદ્ગુરૂનું શરણ સ્વીકારી વર્તવું, સંતોની સેવાચાકરી

કરવી, ગુણી મનુષ્યોના ગુણ ગાવા, દુર્ગુણી મનુષ્યોની નામ દઈને નિંદા ન કરવી, આત્મબળ ફોરવવું, કેઈપણ કર્તવ્ય કર્મમાં માંદાલ ન બનવું, ગુરૂની આજ્ઞામાં વિચાર ન કરવો, માતપિતા વૃદ્ધજનોની સેવા કરવી, સર્વ લોકોને સત્ય તરફ વાળવા પ્રયત્ન કરવો, દરરોજ ઉદ્યમ કરવો, કોઈના બૂરામાં ભાગ ન લેવો, પાપીઓ ઉપર પણ હિંસક ભાવ ન રાખવો; પરંતુ તેઓને સ્વાધિકારે શિક્ષા આપવી, પોતાના ગુણોની પ્રસંશા ન કરવી તથા ઈર્ષ્યાથી અન્યલોકોના ગુણોને અવગુણરૂપે ન દર્શાવવા. વિચારભેદની વિવિધતા જોવી તેમાં એકતા જોવી પરંતુ ત્યાં દ્વેષભાવ ન કરવો, અન્યગુરૂઓ તરફ ગુણાનુરાગ દૃષ્ટિથી વર્તવું, પોતાના ગુરૂપર જેઓ ગુણરાગ દૃષ્ટિથી જોતા હોય અને વર્તતા હોય તેવા સાધુઓનું વંદન પૂજન કરવું, પોતાના ગુરૂના અંગતદ્વેષિનિન્દક એવા અન્ય ગુરૂઓની સંગતિ ન કરવી, તેમજ તેઓપર દ્વેષભાવપણ ન કરવો, પોતાના ત્યાગી ગુરૂનું વારંવાર દર્શન વંદન કરવા પરદેશ જવું, પોતાના ગુરૂ બંધુઓની સેવાભક્તિ કરવી, નીતિથી વ્યાપાર આદિ પ્રવૃત્તિ કરવી, પોતાના ગુરૂના ભક્ત શિષ્યોના દાસાનુદાસ બનવું અને તેઓને આત્મવત્ ગણવા. ગુરૂભક્તોને આજીવિકાદિમાંસહાય કરવી અને સંકટમાં તેઓને પૂર્ણ સહાય આપવી.ગુરૂની જોગવાઈ છતાં ગુરૂનાંદર્શન તથા વંદન કરીને ભોજન લેવું તથા ગુરૂભક્તોની તપાસ કરી તેઓની ભક્તિ કરી ખાવું. ગુરૂઓ દેશ કાલાનુસારે અલ્પહાનિ અને ગાઢાલાભની દૃષ્ટિથી સ્વતંત્ર પણે પ્રવૃત્તિ કરે છે, તેમાં શિષ્ય ભક્તોએ પોતાની અલ્પબુદ્ધિથી શંકાપણ ન કરવું પરંતુ તે બાબતનું ગુરૂનો વિનય કરી જ્ઞાન લેવું. ગુરૂને રીસ ઉપજે એવી પ્રવૃત્તિથી દૂર રહેવું ગુરૂની સાથે નકામી બાબતની માથાકૂટ ન કરવી. તેઓ સહેજે જે કંઈ બોલીને ઉપદેશ દે તેનું શ્રવણ કરવું. ગુરૂની સાથે કોઈ પણ જાતના વિચારોનો કદાગ્રહ ન કરવો. ગુરૂની ખાનગી બાબતોમાં માથું ન મારવું. ગુરૂનો પોતાના પર કૃપાભાવ રહે એવી રીતે વર્તવું. ગુરૂ સેવાથી દેવ-શાસ્ત્રાદિની સેવા અધિક નથી. ગુરૂની સેવાથી આ ભવમાં

વગેરેની કીર્તિ વગેરેની પ્રાપ્તિ થાય છે. ગુરૂની આજ્ઞાનુસાર ધર્મ પુસ્તકો વાંચવાં. શારીરિક માનસિક આરોગ્ય જાળવવું. શરીરનું આરોગ્ય બગડે એવો આહાર ન કરવો. ગુરૂની આજ્ઞાપૂર્વક દેશ, કોમ, સંઘ શાહ્સમાજની ઉન્નતિમાં યથાશક્તિ ભાગ લેવો. જ્ઞાની ભક્ત શિષ્યો, સર્વ લોકોનું વિશેષ હિત કરી શકે છે. જ્ઞાન ગોષ્ઠીમાં તાણાતાણ ન કરવી. ફળ થાય નહીં અને નકામો કલેશ થાય એવી જાતની ચર્ચા ન કરવી. જેની પાસે બેસવાથી ગુણો તરફ રૂચિ થાય અને રસ પ્રગટે તેની પાસે બેસવું. કોઇનાથી છેતરાવું નહીં. ધૂર્ત દુર્જન લોકોને સુધારવા પ્રયત્ન કરવો પરંતુ તે કાર્ય પોતાની શક્તિ બહારનું હોયતો તેમાં પ્રવૃત્તિ ન કરવી. ગુરૂએ દેશ કાલાનુસારે અમુક કરવું જોઇએ અને અમુક ન કરવું જોઇએ. એમ ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ રાખનારાઓથી વિચારાતું નથી અને બોલી શકાતું નથી. ગુરૂનું કામ ગુરૂ જાણે, તેઓ જ્ઞાની છે, તેમની અપેક્ષાઓ તે જાણે, એમ માની ભક્તોએ તથા શિષ્યોએ પ્રવર્તવું. ગુરૂની સાથે વિનયથી સર્વ બાબતનો ખુલાસો કરવો. ગુરૂનું મન પ્રસન્ન હોય ત્યારે કેટલીક બાબતોના ખુલાસા કરવા યોગ્ય હોય તે કરવા. ગુરૂનું મન પારખીને વર્તવું અને તેમની પ્રેમભાવના જીતવી મેઘ વિના ધાન્ય પાકતું નથી. ગુરૂ વિના જ્ઞાન નથી. ગુરૂ માથે ધારણ કર્યા વિના જીવવું તે મરણ છે. ગુરૂના હૃદયમાં પ્રભુને જોવા અને ગુરૂના ઉપદેશમાં પ્રભુનો ઉપદેશ અનુભવો. ગુરૂ ગીતમાં ગુરૂ ભક્તિ અને ગુરૂ ભક્તોનું સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. ગુરૂ ગીત ગ્રન્થમાં બસેને સોળ કાવ્ય છે તેમાં ભક્તને ભક્તિનું સ્વરૂપ છે. ગુરૂ ભક્તિમાં ભક્તની કેવી દશા હોય છે તે વર્ણવી છે. ભક્ત સ્વરૂપ ગ્રન્થમાં ત્રણસેને પાંચ કાવ્યછે તેના નામ પ્રમાણે તેમાં ગુણો છે તેમાં આલંકારિક સ્વમંતવ્ય પરિભાષાએ આત્મગુરૂ અને દીક્ષાગુરૂનું વર્ણન કરવામાં આવ્યું છે અને ભક્તોના ગુણકર્મોનો પ્રકાશ કરવામાં આવ્યો છે, જેવા જેવા હૃદયમાં ઉદ્ગારો પ્રગટયા તેવા ઉદ્ગારોને ગુર્જર કાવ્ય વાઙ્મયમાં આલેખ્યા છે, તેનો

જ્ઞાન હોતે યથાશક્તિ લાભ લો અને આત્માના અનંત ગુણ પર્યાયોનો પૂર્ણ આવિર્ભાવ રૂપ મુક્તિ પદને પામો. ગુરૂગીત ગુંહલી સંગ્રહમાંની કેટલીક બાબતો ન સમજાય વા તેમાં વિરોધ લાગે તો અધ્યાત્મજ્ઞાની યોગજ્ઞાની સર્વનયસાપેક્ષજ્ઞાની ગુરૂની પાસેથી વિનય કરી ખુલાસો મેળવશો, અથવા અમારી પાસે રૂબરૂમાં ખુલાસો મેળવશો.

જ્ઞાની ગુરૂથી મનુષ્યો સર્વ વિચારોને સાપેક્ષ સમજીને વિરોધ ભાવને ટાળી દેશે અને અવિરોધ ભક્તિ ભાવથી સત્ય મંગલ કરી ભક્તિ યોગના યોગી બની આત્માને પરમાત્મા બનાવે છે. ધર્મ ગુરૂઓ અધર્મ કષાયોનો ત્યાગ કરે છે અને પ્રશસ્ય ધર્મ કષાયોનો શુભાર્થે ઉપયોગ કરે છે અને ઉત્સર્ગ દ્રષ્ટિએ વર્તે છે ત્યારે અશુભકષાયોને વાપરતા નથી. સંઘધર્મ રક્ષણાર્થે પ્રશસ્યકષાયોને કરે છે. દેવગુરૂ સંઘધર્મ રક્ષણાર્થેવા આત્મ રક્ષણાર્થે જે કષાયો કરવામાં આવે છે તે પ્રશસ્ય કષાયો જાણવા. ગુરૂઓ પ્રશસ્ય કષાયો કરે વા ન કરે તેમાં તે સ્વતંત્ર છે, કારણ કે તેઓ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી આપદ્ધાનિ અને બહુ ધર્મ થાય તેમ પ્રવર્તનાર છે. પ્રશસ્ય ધર્મ પ્રવૃત્તિને ગુર્વાજ્ઞાઓ સાધન તરીકે વાપરે છે તેમાં શિષ્યોએ દોષ દ્રષ્ટિથી દેખવું નહીં પરંતુ તેમાં ગુરૂદ્રષ્ટિની અપેક્ષાએ વિચાર કરવો કે જેથી ગુરૂના અનુભવોનો ખ્યાલ આવે. પ્રાચીન કાલથી ગુરૂના હાથે ધાર્મિક શિક્ષણ લેવાની પ્રવૃત્તિ રીતિ છે અને તેથી આર્યલોકોનું કલ્યાણ થયું થાય છે અને થશે. ગુરૂગમ પૂર્વક ધાર્મિક શિક્ષણને અનુભવે આત્માએ ગ્રહણ કરવું, કુરિવાજોનાં સ્વરૂપો જાણવાં અને આત્માની ઉન્નતિમાં કુરિવાજોને અનુકૂળ સંઘ સરલ કરી પ્રવર્તવું. ગુરૂની સેવા ભક્તિ કરીને જે જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે તે જ્ઞાન આ ભવમાં અને પરભવમાં સાથે રહે છે. ગુરૂની સેવા ભક્તિ વિનાનું વાંચેલું અક્ષર સાંભળેલું જ્ઞાન ખરેખર ઉપરછલ્લું અને કૃત્રિમ અસર વિનાનું છે, માટે અનાદિકાલથી ચાલી આવેલી પ્રણાલિકા પ્રમાણે ગુરૂની પાસે આત્મજ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ કરવી. જે પ્રમાણે વર્તવાથી

વિશ્વલોકોનું કલ્યાણ છે એમ પૂર્ણ વિશ્વાસવાળા થઇ પ્રવર્તવું.બાલ્યાવસ્થાથી ગુરૂના ભકતશિષ્ય બનવાથી અવ્યભિચારિ શ્રદ્ધા પ્રેમની પ્રાપ્તિ થાય છે. બાલ્યાવસ્થામાં ગુરૂપર જેવો શ્રદ્ધા પ્રેમ જામે છે તેવો પશ્ચાત્ જામે વા ન જામે તેનો નિયમ નથી. ગુરૂ સર્વદર્શીય જ્ઞાની હોય છે તો ભકત શિષ્યોને અનંત જ્ઞાનાદિ ગુણોનો લાભ મળે છે. ગુરૂપર શ્રદ્ધા ભકિત હોય છે તોજ ગુરૂથી પોતાની શુદ્ધતા થાય છે. અમારી બનાવેલી સંસ્કૃત ભાષામાં ગુરૂગીતા છે તેમાં ગુરૂસ્વરૂપનું આધ્યાત્મિક દ્રષ્ટિએ વર્ણન કરવામાં આવ્યું છે, ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાની ભકતો તેના અધિકારી છે ગુરૂગીતાનું ગીતાર્થ ગુરૂદ્વારા પરિશીલન થતાં આધ્યાત્મ દ્રષ્ટિએ ગુરૂનું સ્વરૂપ એવું તો સાપેક્ષ ભાવમય સમજાય છે કે જેથી ગુરૂપર કદિ શંકા રહેતી નથી અને ગુરૂની ભકિત કરવામાં અનંત ગુણ ઉત્સાહ ખીલ્યા કરે છે પશ્ચાત્ આત્મજીવન પ્રગટે છે અને નિરાશામય મૃત્યુ જીવન રહેતું નથી અને નિઃશંક નિર્ભય સ્વતંત્ર શુદ્ધ એવા આત્મસ્વરૂપનો અનુભવ આવે છે. ગુરૂગીત ગુંહલી સંગ્રહને શ્રદ્ધાળુ પ્રેમીજનો વાંચશે તો તેઓમાં અવશ્ય ગુરૂપરની ભકિતનો આવિર્ભાવ થશે. ગુરૂપર શ્રદ્ધાભકિત થતાં નૈસર્ગિક આત્માનંદની પ્રાપ્તિ થાય છે. ભવ્ય શ્રદ્ધા પ્રેમીભકત શિષ્યોની ભકિત કલિકાલમાં વધે અને તેઓ નાસ્તિક જડવાદી કુતર્કીઓથી બચે તથા ધર્મમાર્ગથી પતિત ન થાય તે માટે સ્વોદ્ગારમય ગુરૂગીતો પ્રગટ્યાં છે. કલિકાલમાં નાસ્તિક જડવાદી લોકોના હુમલા આક્રમણોથી ભવ્ય ભકત શિષ્યોનું તે રક્ષણ કરશે. અધ્યાત્મજ્ઞાન સમાન કોઇ જ્ઞાન નથી. ગુરૂ સમાન કોઇ આધાર નથી. ગુરૂગીત સમાન કોઇ ગીત નથી. ભકિત સમાન કોઇ શકિત નથી. જેઓ પૂર્વ ભવના સંસ્કારી ધર્મી જીવો છે અને જે પ્રગટશે તેઓને ગુરૂભકિતમાં આ ગ્રન્થ અત્યંત ઉપયોગી થશે. શ્રી સદ્ગુરૂની પાસે રહી બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂ બતાવ્યા વિના એક ગીતાર્થ આત્મજ્ઞાની ગુરૂ પાસે ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરવું. ગુરૂની પાસે રહેતાં પ્રત્યક્ષપણે અનેક પ્રકારનાં આનુભવિક શિક્ષણો

મળેછે અને ગુરૂની મહત્તા સમજવાનો આનુભવિક પ્રસંગ પ્રાપ્ત થાયછે. શિષ્યે સદા ગુરૂના આશયો જાણવા પ્રયત્ન કરવો. કોઇ બાબતના લીધે શિષ્ય ભકત પર ગુરૂની અપ્રસન્નતા વિમુખતા થઇ હોય તો ગુરૂ પર અત્યંત પ્રેમ વિશ્વાસ અને ગુરૂ પ્રતિ પોતાનું વિનયાદિક કર્તવ્ય હોય છે તો પુનઃ ગુરૂની કૃપા પ્રાપ્ત થયા વિના રહેતી નથી. પોતાની ભૂલ કબૂલ કરવાથી અને માફી માગવાથી ભકત શિષ્યોપર ગુરૂઓ પ્રસન્ન રહે છે. ગુરૂની આગળ જે કપટ જૂદુ મન રાખીને વર્તે છે તથા મનમાં અવિશ્વાસ રાખી વર્તે છે તેના પર ગુરૂની આંતરિક કૃપા હોતી નથી. ગુરૂને મન આપ્યાથી ગુરૂનું મન લેવાય છે. ગુરૂની આગળ હૃદય ખુલ્લું કર્યાથી ભકત શિષ્યોની આગળ ગુરૂનું હૃદય ખુલ્લું થાયછે. ગુરૂ પર પૂર્ણ પ્રેમ શ્રદ્ધાના બળે ગુરૂ જો મૌન હોય છે તોપણ તેમની તરફથી હૃદયમાં જ્ઞાન મળે છે અને ભકત શિષ્યાત્માઓની સર્વથા ઉન્નતિ થાય છે. ગુરૂ પરની પૂર્ણ શ્રદ્ધા પ્રીતિમાં અનંતગણું બળ અને અનંતગુણી આકર્ષક પ્રેરક ગ્રાહક શકિત છે કે જેનાથી ગુરૂ અપ્રત્યક્ષ હોય છે, દૂર હોય છે તોપણ ભકત શિષ્યાત્માઓની સૂક્ષ્મ દૃષ્ટિએ સર્વથા આત્મોન્નતિ થાય છે. પ્રમાણિક પૂર્ણ પ્રેમી વિશ્વાસી શિષ્યોથી જ્યારે ગુરૂકુલો ઉભરાઇ જશે ત્યારે આર્ય લોકોની સર્વપ્રકારની ઉન્નતિ થશે. આર્યલોકોએ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું જોઇએ. ધર્મગુરૂઓ મહાત્મા યોગીઓ પોતાનાં શિષ્ય ભકતોને પ્રત્ય ક્ષમાં અને પરોક્ષમાં પ્રત્યક્ષ અને ગુપ્તરીતિએ અનેકરીતિએ સહાય કરે છે. તે સહાયને ભકતો અને શિષ્યો કેટલીક વખત તો જાણ- વાને પણ શકિતમાન્ થતા નથી. ગુરૂઓ શિષ્યોની ભૂલો માટે તેઓ ને કટુક વચનો કહેછે, ધમકાવે છે પરંતુ તેઓનાં હૃદયો તો શિષ્ય ભકતોપર કૃપા રસથી છલોછલ ભરાઇ ગએલાં હોય છે. કોઇ શિષ્ય ભકતો જ્યારે ગુરૂની ભૂલો, દોષો દેખવા ઉલટી દૃષ્ટિ ધારે છે ત્યારે ગુરૂઓ છેવટે ન ચાલે તેઓની ઉપેક્ષા કરે છે અને બીજી તરફ પો- તાનું લક્ષ વાળે છે. સુરી ગુરૂઓ અને સુરી ભકતો એમ બંને પ્રકારના

ગુરૂઓ અનેભક્ત શિષ્યો બનેલા હોય છે અને પાછળથી તેઓ ગુરૂના વૈરી શત્રુઓ બનેછે તોપણ તેઓનું તે મનથી અંશમાત્ર અહિત ચિંતવતા નથી. તમોગુણી ભક્ત શિષ્યો જ્યારે દુષ્ટ શત્રુઓના રૂપમાં ફેરવાઈ જાય છે ત્યારે તેઓની સાથે આસુરી ગુરૂઓ પણ શઠં પ્રતિ શાઠ્યમ્ જેવું વર્તન રાખેછે તથા શાપ આપીને શિષ્યભક્તોનું બુરૂં પણ કરી શકે છે. સુરી શિષ્ય ભક્તો પ્રાણાંતે પણ ગુરૂનો તિરસ્કાર પામતાં તથા ગુરૂની વિરૂદ્ધતા દેખાતાં તેઓની નિંદા અપમાન બુરૂ કરવા પ્રયત્ન કરતા નથી અને તેઓની સર્વદા સ્તુતિ કરે છે અને તેઓ માટે સર્વ અવસ્થામાં પણ ઉપકાર સ્મરીને તેઓ માટે સર્વ સ્વાર્પણ કરે છે. આસુરી શિષ્ય ભક્તો તેથી જુદા પ્રકારના હોય છે. ગુરૂઓ, ભક્તોનો અને શિષ્યોનો ઉદ્ધાર કરવા માટે અવતારો પણ લે છે. ગુરૂઓ સાતમા માળ પર ચઢેલા હોય છે તો પણ તેઓ ભક્ત શિષ્યોના પૂર્ણ પ્રેમથી પહેલા બીજા માળ સુધી અને છેવટ જમીન તળીયા સુધી હેઠા ઉતરીને પોતાની ફરજ બજાવે છે અને શિષ્યોનો. ભક્તોનો ઉદ્ધાર કરે છે. અજ્ઞાની શિષ્ય ભક્તો પોતાના ગુરૂઓની દશાનો ખ્યાલ કરવા સમર્થ થતા નથી, તેથી તેઓ કેટલીક વખત ગુરૂને પોતાના જેવા ગણી લે છે અથવા તેઓ પોતાના ધર્મથી ચૂકેલા ગણી લે છે તેથી તેઓ પોતાના આત્માની શક્તિયોને પૂર્ણ વિકાસવામાં પોતાના ગુરૂની કૃપાને મેળવી શકતા નથી. ચોસઠ ઈન્દ્રો ચલાયમાન કરવા આવે તો પણ જે ભક્તો શિષ્યો પોતાના ગુરૂની શ્રદ્ધા પ્રીતિ ભક્તિથી ચલાયમાન થતા નથી અને ગુરૂના સદુપદેશ વિચારોમાં ગુરૂના શબ્દોમાં તથા ગ્રન્થોમાં પૂર્ણ વિશ્વાસ લાવી વર્તે છે. તેઓ વિઘ્ન કરતાં અનંતગુણાવેગે પોતાના આત્માનો પ્રકાશ કરી શકે છે. ગુરૂની પાસે શુભયોગમાં ગમન કરી વિધિપૂર્વક સ્વસ્તિક કરી ફળ મૂકી ગુરૂને વંદી પૂજી ગુરૂને ગુરૂ તરીકે ધારણ કરવા. ગુરૂ પાસેથી ગુરૂમંત્ર લેવો. ગુરૂનો પોતાના શીર્ષ પર હસ્ત સ્થાપન કરાવવો. વાસક્ષેપ કરાવવો. ભક્તપણાની શિષ્યપણાની ગુરૂ દીક્ષા અંગીકાર કરવી. ગુરૂના મુખથી જ્ઞાન ગ્રહણ કરવું. આત્મજ્ઞાન

મેળવવું અને ગુરૂની આજ્ઞા પ્રમાણે સ્વાધિકારે ગૃહસ્થાવસ્થા અથવા ત્યાગાવસ્થાનો આદર કરવો. ગમે તે અવસ્થામાં રહીને ગુરૂની ભક્તિ કરવાથી પરમાત્મપદની પ્રાપ્તિ અવશ્ય થાય છે. ઉત્તરાધ્યયન વગેરે સૂત્રોમાં આગમોમાં ગુરૂઓના અને શિષ્યોના અપૂર્વ સંબંધનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અવિનયી ગુરૂદ્રોહી શિષ્ય પોતાના ગુરૂથી વિરૂદ્ધવર્તી કુલવાલુકની પેઠે દુર્ગતિને પામે છે તેનું વર્ણન શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં છે. વૈદિકશાસ્ત્રોમાં ગુરૂઅને શિષ્યનો અપૂર્વ સંબંધ વર્ણવવામાં આવ્યો છે. બૌદ્ધશાસ્ત્રોમાં, મુસલમાની શાસ્ત્રોમાં અને ખ્રીસ્તિશાસ્ત્રોમાં ગુરૂઅને શિષ્યનો ધર્મસંબંધ વર્ણવ્યો છે. ભક્તોમાં અને શિષ્યોમાં ગુરૂમાટે અપૂર્વ પ્રેમશ્રદ્ધાભક્તિ હોવી જોઇએ. જૈનધાર્મિક શાસ્ત્રોમાં ગુરૂઅને શિષ્યોના સંબંધની અનેક વાર્તાઓ છે. કદાગ્રહ ન કરતાં સર્વધર્મશાસ્ત્રોમાંથી સત્યસાર ગ્રહણ કરવો. ગુરૂના હૃદયમાંથી શિષ્યભક્તોના માટે જે જે ઉદ્‌ગારો નીકળે તે વેદો, આગમોશાસ્ત્રો, કુરાનો અને બાઇબલો છે એમ માનનારાઓના હૃદયમાં પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. આત્મા તેજ પરમાત્મા છે. अप्पा सो परमप्पा, ब्रह्म सत्यं ઇત્યાદિ વાક્યોથી આત્માની અનંતશક્તિનો વિશ્વાસ કરો. હું ગુરૂ અને પરમાત્માને પામીશ, જે ધારૂં તે કરવા સમર્થ છું એવો વિશ્વાસ રાખો. ગુરૂની ભક્તિ કરી આત્મા સ્વયંગુરૂ તથા પરમેશ્વર બને છે એવો દૃઢ વિશ્વાસ રાખો. ગુરૂનો ઉપદેશ અને શિષ્યનું તે પ્રમાણે વર્તવું તેજ મુક્તિ માટે છે. ગુરૂ કહે તેજ ધર્મ છે તેમનાપર વિશ્વાસ રાખીને વર્તવાથી ભૂલું પડાશે નહીં. ગુરૂને મૂકી પ્રગતિ માર્ગમાં એક પગલું પણ આગળ ચાલી શકાશે નહીં. ગુરૂ પ્રત્યક્ષ ન હોય તે વખતે તેમની આજ્ઞા પ્રમાણે પુસ્તકો વાંચો અને ગુરૂનું જ્ઞાન મેળવો. પૂર્વભવના ગુરૂ શિષ્ય સંસ્કાર સંબંધથી ગુરૂ અને શિષ્ય એકબીજાને દેખતાંની સાથે આ ભવમાં ઓળખી લે છે અને પુનઃ ગુરૂ શિષ્યના સ્વર્ગીય સંબંધથી એકરૂપે વર્તે છે, તેમાં કોટિ વિઘ્નો બન્નેનો ગુરૂ શિષ્ય સંબંધ તૂટતો નથી અને પરબ્રહ્મ બની

ગુરૂમાં અને શિષ્યમાં અભેદ ભાવ, સ્વર્ગીય જ્ઞાન અને પ્રેમથી બન્નેનું ઐક્ય વર્તે છે તેનો રસાસ્વાદ લેવાને સામાન્ય કોટિના મનુષ્યો અધિકારી નથી ગુરૂ શિષ્ય પ્રેમ અને બન્નેને આત્મીય સંબંધ હોયછે ત્યાં પ્રત્યક્ષ પ્રભુ પ્રાપ્તિ અને મુક્તિ છે. અપ્રમત્ત મહાયોગી ગુરૂઓને શિષ્ય ભક્તો કરવાનો મોહ હોતોજ નથી. તેઓ જેઓનો ઉદ્ધાર કરવાને ઇચ્છેછે તથા જેઓ પોતાની ગુરૂતાને જાણેછે તેઓને તેભક્તો વા શિષ્યો બનાવેછે. ભૂખ્યો બ્રાહ્મણ હોય તથા તે જંગલ ઉતરીને ગામમાં આવ્યો હોયઅને તેને ઘેબર લાડુ ખાવા મળેતો જેટલો તેને આનંદ થાય તેના અધિક અધિક હર્ષ જેને ગુરૂ દેખતાં પ્રગટ્યો હોય છે અને ગુરૂને દેખતાં જેની રોમ રાજી વિકસ્વર થાયછે તે ગુરૂનો ભક્ત શિષ્ય બનવાનો ખરો અધિકારી બનેછે. ધનરાજ્ય સત્તાના દાનથી ગુરૂ આત્મજ્ઞાન આપી શકતા નથી. ગુરૂજી ધર્મજ્ઞાનને વેચી શકતા નથી તથા તે ભયથી અન્યને આપી શકતા નથી. ગુરૂની સેવા કરતાં કરતાં સહેજે ગુરૂ જે શિષ્ય ભક્તોને આત્માનાં રહસ્યો સમજાવે છે અને સહેજે તેઓ જે અનુભવજ્ઞાન મેળવે છે તે સત્ય જ્ઞાન છે. ગુરૂ પાસે ઘણાં વર્ષ રહેવાથી અનુક્રમે અનુભવજ્ઞાન થાય છે. તેની પ્રાપ્તિ માટે પરમ ભક્ત શિષ્યોપર મહાગુરૂની કૃપા ઉતરો. ગુરૂગીત ગુંહલી સંગ્રહનો પ્રારંભ વિજાપુરમાં સં. ૧૯૭૬ ના વૈશાખ માસમાં કરવામાં આવ્યો હતો. વિજાપુરથી વૈશાખ સુદિ દશમે રણાસણ વિહાર કર્યો હતો. કલિયુગમાં ગુરૂ પ્રેમ સુધીનાં કાવ્યોની વિજાપુરમાં રચના કરવામાં આવી હતી. પશ્ચાત્ રણાસણ, લોદરામાં **ગુરૂપામવાનીભક્તિના શિર્ષકવાળા કાવ્યો સુધીની રચનાકર**વામાં આવીહતી.ગુરૂપૂર્ણિમાપૂજાથીમાંડીનેગુરૂગીત અન્યના કાવ્યની સમાપ્તિ તથા મહાવીર રસ શીર્ષક કાવ્ય સુધીની રચના માણસામાં કરી હતી. સં. ૧૯૭૬ ના વૈશાખ સુદિ તેરસથી જેઠ સુદિ આઠમ સુધી માણસામાં નિવાસ કર્યો હતો. જેઠસુદિ આઠમે આજોલ ગામમાં વિહાર કર્યો હતો અને ત્યાં જેઠ વદિ અમાવાસ્યા સુધી નિવાસ કર્યો હતો. આજોલમાં જે જે કાવ્યો કર્યાંતે આજોલલખી પ્રકાશિત

કર્યાં છે. સં. ૧૯૭૬ ના અષાડ સુદિ એકમે પુંધરામાં વિહાર કર્યો અને અષાડ સુદિ બીજના દિવસે વિજાપુરમાં ચોમાસું કરવા માટે વિજાપુરમાં સંઘાગ્રહે પ્રવેશ કર્યો. ગુરૂ બહેત સ્વરૂપ ગ્રન્થ અને આત્મ કૃષ્ણ છત્રીશી એ બે વિજાપુરમાં રચેલ છે. તેનો ભવ્ય લોકો સાર ગ્રહો, અપેક્ષા એ સત્ય ગ્રહો; આત્મજ્ઞાન પામો અને પરમાત્મ પદ પામો. ગુરૂભક્ત બની અનેક મંગલો પામો એમ ભક્ત શિષ્યોને શુભાશિર્વાદ દેવામાં આવે છે. इत्येवं ॐ अर्हंशान्तिः संवत् १९७७ आषाढ पूर्णिमा मु. मानन्द.

---

વિજાપુરવાળા શેઠ

# દોશી, નથુભાઈ મંછારામ

## ની પરોપગ્રહસ્મૃતિ.

---

રાગ ધીરાના પદનો.

નથુભાઈ એવારે, વિરલા પુરૂષ જગમાં;
પરોપકારી પુરારે, વરયો ધર્મ રગેરગમાં.
શ્રદ્ધાળુ દયાળુ ધીરા, ચિત્ત સરલ સુજાણ;
જિન મન્દિર સમતાએ ભક્તે, સૂત્ર સૂણે ગુણવાન.
બાર વ્રત ધારીરે, પડે નહીં મિથ્યા વચમાં. નથુભાઈ. ૧
ધર્મ પ્રાપ્તિમાં સહાયક થઈ, અમર કર્યું નિજ નામ;
સાધર્મી બન્ધુનું સગપણ, રાખ્યું ધરી ગુણ હામ;
ઉપકારી ગુણ ધારીરે, સુરો કરે રહી સ્વર્ગમાં. નથુભાઈ. ૨
વિદ્યાશાળા સાચવવામાં, કર્યો સ્વાર્થને દૂર;
આત્મસંતોષ આપ્યો ધર્માર્થી, નામ થયું મશહૂર;
સાધુના ભક્ત પૂરારે, વ્યવહાર રાગી મનમાં. નથુભાઈ. ૩
ગંભીર સમજુ સાચા સજ્જન, ધર્મ કર્મ ગુણવાન;
વિદ્યાપુર જૈનોમાં દીવો, પામ્યા પ્રતિષ્ઠા માન;
ગુણાનુરાગી થઈનેરે, રહે નિત્ય શુભ ધર્મમાં. નથુભાઈ. ૪
પત્ની જડાવ ઘણી ગુણવંતી, આણા પાલક નેક;
ઉભય કૂળ વિશુદ્ધ જેનાં, કરતી ધર્મ હમેશ;
સેવામાં પૂરી હતીરે, વહે સદા ધર્મ માર્ગમાં. નથુભાઈ. ૫
નથુભાઈ જેવી જગમાં, જોતાં જડે ન જોડ;
ધર્મ લાભ દેઈને છંડ્યું, ફળ્યો ધર્મના કોડ;
બુદ્ધિસાગર બોલેરે, ગુણાનુરાગ ધરી દિલમાં. નથુભાઈ. ૬

ભજન સંગ્રહ ભાગ આઠમો, પત્ર ૨૨૦
સં. ૧૯૭૦ ભા. સુ. ૧૪

# વિદ્યાપુરીય જૈન શેઠ દોશી નથુભાઈ મંછારામ.

ઓશવાળ દોશી નથુભાઇ મંછાચંદ ગૃહસ્થ જૈન શ્રાવક હતા. વિજાપુરમાં તેમના જેવા વિરલ હશે. સં.૧૯૭૧ ની સાલમાં લગભગ બહોતેર વર્ષની ઉમરે તેમણે દેહનો ત્યાગ કર્યો. તેમની વ્યાવહારિક કેળવણી તે સમયના જમાનાને અનુસરી હતી.તેમણે ધાર્મિક શિક્ષણ તેમના ઉપયોગી મેળવ્યું હતું ગુરૂમહારાજ શ્રીરવિસાગરજી મહારાજ પાસે જૈન ધર્મનું તાત્વિક જ્ઞાન મેળવ્યું હતું. બાલ્યાવસ્થાથી તેમનામાં ધર્મનીતિમય જીવન પ્રકાશ્યું હતું. અમદાવાદ વિદ્યાશાળાના સ્થાપક શ્રાવક સ્વચંદભાઇ સૂબા સાથે બાલ્યાવસ્થાથી તેમનો ધાર્મિક જ્ઞાન અર્થો ગોષ્ઠીનો સંબંધ હતો. તેમણે પૂજ્ય ગુરૂ શ્રી રવિસાગરજી મહારાજ પાસે સમ્યક્ત્વ અંગીકાર કર્યું હતું. સં. ૧૯૪૭ ની સાલથી મારો તેમની સાથે ગૃહસ્થાવાસમાં પરિચય થયો. મારી ધાર્મિક વૃત્તિથી તેઓ બહુ ખુશ થતા અને અપત્ય કરતાં મારાપર અત્યંત પ્રેમ રાખવા લાગ્યા. તેમના અત્યંત આગ્રહથી તેમના ઘેર ઘરની પેઠે ખાવા પીવાની વગેરેની પ્રવૃત્તિનો વ્યવહાર વધવા લાગ્યો. ગૃહસ્થ દશામાં મારા વ્યાવહારિક ધાર્મિક અભ્યાસ માટે તેમની ઘણી કાળજી હતી. તેમના પરિચયથી તેમના ગુણો જાણવામાં આવ્યા. સાધુઓની અને સાધ્વીઓની સેવામાં એકકા હતા. ઘરનાં કાર્ય મૂકીને સાધુઓની સેવામાં સ્વાર્પણ કરતા હતા. ચોમાસામાં સાધુઓ, વિદ્યાશાળામાં રહેતા હતા તેઓને વાંદવા દેશપરદેશના શ્રાવકો અને શ્રાવિકાઓ આવતી હતી, તેમની સેવા ચાકરીનો લાભ પણ પ્રેમથી લેતા હતા. મારી યુવાવસ્થામાં મારી સાથે જ્ઞાનનાં પુસ્તકોનું વાચન શ્રવણ કરવામાં લાભ લેતા હતા. બાલ્યાવસ્થામાં તેમના સંગથી અનેક ધાર્મિક પુસ્તકો વાંચવાં-શ્રવણના એકવીશ ગુણો પૈકી સર્વ ગુણો પ્રાય: તેમનામાં હતા. ગુરૂભક્તિમાં તે પ્રથમ નંબરના ભક્ત હતા તથા અન્ય સાધુઓની સેવા ચાકરીમાં પણ પ્રથમ નંબરના હતા. તે અનેક જ્ઞાની પંડિત સાધુઓના સમાગમમાં આવતા હતા. તેમના

દેરાસરમાં પ્રતિષ્ઠિત કરી તેમના જીવતાં પધરાવવામાં આવી. ધાર્મિક મનુષ્યોને સહાય આપવામાં તે એક્કા હતા. તેમણે સિદ્ધાચલાદિ અનેક તીર્થોની યાત્રા કરી હતી. તેમણે ગુરૂપાસે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યાં હતાં. સંવત ૧૯૭૧ માં માગશર માસમાં તેમને ક્ષયરોગ જ્વર લાગુ પડ્યો. પેથાપુરથી તે કારણે એકદમ વિહાર કરીને વિજાપુર તરફ વિહાર કર્યો. વિજાપુરમાં દોશી નથુભાઈને આત્મ સમાધિમરણના દુહાઓનો ગ્રન્થ રચીને તેમને સમાધિમરણનું સ્વરૂપ સંભળાવ્યું તેથી તેમના મનમાં સમાધિ થઈ. સં. ૧૯૭૧ પોષમાં તેમનું મૃત્યુ થયું તેથી વિજાપુરના લોકોને તેવા ઉત્તમ શ્રાવકની ખોટ પડી છે. તેમની જગ્યા પૂરે એવો કોઈ શ્રાવક હજી પ્રગટ્યો નથી. તેમણે મ્હને ગૃહસ્થ દશામાં ધાર્મિક અધ્યયનમાં ઉત્સાહ સહાય આપી હતી તેમજ તેમના ગુણોની મારા જીવન પર સારી અસર થઈ છે. તેમના ધાર્મિક પુરૂષાર્થ વૃત્તિના સંસ્કારની અસર મ્હને થઈ હતી. તેમના કાલીદાસ અને છગનલાલ બે ભાઈ હતા. છગનલાલ સં ૧૯૬૦ લગભગમાં ગુજર્યા હતા. અને સં. ૧૯૭૭ ના માઘ સુદિ ત્રીજે કાલીદાસે દેહનો ત્યાગ કર્યો. અનેક શ્રાવકો અને શ્રાવિકાઓ દોશી નથુભાઈ મંછાચંદની યાદી કરે છે. વિજાપુરના જૈનોની યાદીમાં તે ઘણાં વર્ષ સુધી રહેશે અને જૈનો પર તેમના જીવનની અસર થયા કરશે. ખુશાલચંદ બાદર, શા. સ્વરૂપચંદ ગુલાબચંદ, મંછારામ લવજી, દોશી નથુભાઈ મંછાચંદ વગેરેએ વિદ્યાશાળા બંધાવી હતી. હાલ વિજાપુર વિદ્યાશાળામાં જે ધાર્મિક સરસામાન છે તેનો મોટો ભાગ દોશી, નથુભાઈએ કરાવ્યો છે. દોશી, નથુભાઈએ શ્રી વાસુપૂજ્યના દેરાસરને સુધરાવ્યું છે. મારી સાથે તેમનો ધર્મપુત્ર જેવો ધર્મ જીવનમાં વ્યવહાર હતો. મારી વ્યાખ્યાનમાં તેમણે મારી પાસે અનેક ધર્મશાસ્ત્રોનું શ્રવણ મનન કર્યું હતું. જૈનધર્મમાં તેમનો એકરસ જીવનનો રંગ હતો. તેમના કુટુંબમાં તેમના બાળકો છે. મારા જીવનને ધાર્મિક રંગથી રંગાવવામાં તેમની તરફથી ધર્મરંગ મળ્યો હતો. તેમના મિત્ર ખુશાલચંદભાઈ અને મૂળચંદભાઈ હે

હતા. તે મુખ્યતયા જ્ઞાનમાર્ગી હતા. સુરચંદભાઈ જેવા જ્ઞાનમાર્ગી શ્રાવક સાથે તેમને જ્ઞાન અને ક્રિયામાર્ગની ચર્ચા ચાલ્યા કરતી હતી. નગુભાઈ ક્રિયા માર્ગી હતા. સૂરચંદભાઈએ બે ગ્રન્થ બનાવ્યા છે. તે શ્રી આનંદઘનજી મહારાજના એકેક પદનો ત્રણ ચાર કલાક સુધી અર્થ કરતા હતા, અને વિદ્વાન્ સાધુઓની સાથે જ્ઞાન ચર્ચા કરતા હતા. નગુભાઈ વ્યવહાર માર્ગી હતા અને સુરચંદભાઈ નિશ્ચયમાર્ગી હતા. પ્રભુપૂજા, ગુરૂવંદન, ઉપ- વાસ વગેરે કરવામાં સુરચંદભાઈ ૯૯ ટકાવાળા હતા. અલ્પજ્ઞાની સાધુને પણ સુરચંદભાઈ વાંદતા હતા તેમના પક્ષમાં ૯૯ હતા તો પણ છેવટેમારા પરિચયથી તેમના ઘણા કદાગ્રહ દૂર થયા હતા. પશ્ચાત્ નગુભાઈની સાથે તેમને ધર્મ બાબતમાં ચર્ચા થતી ન હોતી. વિજાપુરમાં નગુભાઈના સોબતી વિદ્યાર્થીમાંથી શેઠ હસમુખભાઈ સ્વરૂપચંદ હતા, તે અધ્યાત્મ જ્ઞાની અને યોગાભ્યાસી હતા. છેલ્લી અવસ્થામાં તેમણે મારી પાસે યોગાભ્યાસ કર્યો હતો. તે ઘણા શાંત હતા. હાલમાં વિજાપુરમાં પૂર્વના જેવા શ્રોતાઓ પ્રગટો એવું ઇચ્છાય છે. ગુરૂગીત ગુંહલી સંગ્રહ ગ્રન્થમાં તેમની સ્મૃતિ નોંધવામાં આવે છે. કારણ કે તે ગુરૂભક્ત હતા. ગુરૂ માટે પ્રાણ આપનારા અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તનારા હતા. દોશી નગુભાઈ ખરા ગુરૂભક્ત હતા. તેઓ કહેલી પ્રમાણે રહેણીના ધરનારા હતા. ગુરૂની સેવામાં પૂરા રસ હતા. તેમજ ગુરૂના નિંદકોને ઠેકાણે લાવનારા હતા. અમદાવાદવાળા શેઠ લલ્લુભાઈ રાયજીની પેઠે ગરીબોને દાન દેવામાં નગુભાઈ પણ યથાશક્તિએ વર્તનારા હતા. આત્માને શરીરથી ભિન્ન જાણનારા હતા. ધાર્મિક પરોપકારી કાર્યમાં દેહાધ્યાસના ત્યાગી હતા. તેઓ સર્વ આગેવાનોની સલાહ લેઇ ધાર્મિકકાર્યો કરતા હતા. અવસરના જાણ હતા. ગુરૂભક્તિ માટે પ્રેમ વિવેકથી વર્તનારા હતા. ગુરૂગીતમાં ગુરૂભક્તિમાટે કર્મયોગી ભક્તોનાં જે જે લક્ષણો દર્શાવ્યાં છે તે દોશી નગુભાઈના આત્મામાં ખીલ્યાં હતાં. તેમનો આત્મા સરલનિખાલસ હતો. સત્યના આગ્રહી

હતા. નથુભાઈ જેવા ગુરૂભક્ત શ્રાવકની આ ગ્રન્થની સાથે અક્ષર દેહ સ્મૃતિસ્થાપના કરવામાં મ્હને યોગ્યતઃ ઉચિતતા સમજાય છે તેથી મ્હેં તેમના અક્ષર કીર્તિભક્તિમય દેહની સ્મૃતિની સ્થાપના કરી છે. તે અક્ષર મૂર્તિથી ભક્તોના આત્માઓને વિકાસ થાઓ. નથુભાઇ જેવા ભક્ત કર્મયોગી શ્રાવક લોકો પ્રગટો અને જૈન જગતની શાંતિ તુષ્ટિપુષ્ટિ કરો.

इत्येवं ॐ अर्हंशांतिः ३

सं. १९७७ आषाढ पूर्णिमा मंगल

मु. सानन्द.

# ગુરૂગીત વિષય અનુક્રમણિકા.

કર્મની પ્રકૃતિથી સદ્‌ગુરૂને નવ દેખીએરે,
પ્રકૃતિ, ગુરૂ બેમાં સૌન્દર્ય સદા ઘટ પેખીએરે;
બેમાં એકપણું સત્તાએ ઓધે જોય,
પૂર્ણ બ્રહ્મસ્વરૂપે ગુરૂનું સહુ અવલોય. સખીઓ. ૪

પૂર્ણ પ્રેમી નિશ્ચય બન્યો, સદ્‌ગુરૂનો નિર્ધાર;
સહુ સાધન તેનાં સધ્યાં, થયો સિદ્ધ જયકાર.

ગુરૂના પ્રેમીઓને ભય ને દોષ નહીં કશ્યોરે,
જેના દિલમાં પરમેશ્વર મહા ગુરૂજી વશ્યોરે;
કર્મની લીલાઓ સહુ આત્મ શક્તિ સહકાર,
જ્ઞાની ગુરૂભક્તોને આત્મોન્નતિ હિતકાર. સખીઓ.

મુક્તિ પગથીયાં પર ચઢે, પડે ન પાછો ભક્ત;
પડવાના સાધન વિષે, ચઢતા રહે સશક્ત.

એવા ગુરૂના ભક્તો મહાવીરરૂપે થઇ રહેરે,
જ્ઞાતા જ્ઞેય સ્વરૂપી પૂર્ણાનંદી પદ લહેરે;
ગુરૂના પ્રેમી થાવું નથી બાલનો ખેલ,
ઉલટી નદીએ તરવું જેવું છે મુશ્કેલ
પરીક્ષા ડગલે ડગલે શંકાથી વિણસાય,
કોઇક સંસ્કારી પ્રેમી જનથી ઉગરાય. સખીઓ.

તર્ક વિવાદ પરંપરા, શાસ્ત્રોથી ન પમાય;
લક્ષણ અપલક્ષણ સહુ, તેની જે નહીં માંહ્ય.

ગુરૂની સાથે પ્રકૃતિ ખેલો ખેલી રહીરે,
તો પણ નિઃસંગી કર્માતીત જ્ઞાની તે સહીરે,
પ્રેમપ્રતીતે સદ્‌ગુરૂ મળતા આપોઆપ,
આનંદ ઉલ્લાસે તેનું થાય ન કદિયે માપ;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ મળિયા પૂર્ણ હજૂર,
ઝળહળ ચિદાનંદ જેવું છે સઘળે નૂર..સખીઓ.

## ગુરૂભક્તિ.

સિદ્ધ જગત શિર શોભતા—એ રાગ.

ગુરૂની ભક્તિ છે દોહિલી, પામે સંસ્કારી જન;
કમલની રવિ સાથે પ્રીતડી, દીઠાં ઉલ્લસે રે મન. ગુરૂ. ૧
પોયણી ચંદ્ર પ્રકાશતાં, ખીલે છે સહુ અંગ;
સદ્ગુરૂ નામ સંભારતાં, આનંદ પ્રગટે ઉમંગ. ગુરૂ. ૨
ભૂખ્યા જે ગુરૂ પ્રેમના, કરતા સ્વાર્થનો ત્યાગ,
તરસ્યા જે ગુરૂ પ્રેમના, તેનો બીજે ન રાગ. ગુરૂ. ૩
સદ્ગુરૂ પ્રેમની આગળે, કીર્તિ ધન મન સુખ;
નાક મેલ પેરે માનતો, દેખે જડમાંહી દુઃખ. ગુરૂ. ૪
સદ્ગુરૂ ઇચ્છાનુસાર જે, વર્તાવે મન કાય;
ખડપર શીર ન જેહનું, ગુરૂ વણ ઇચ્છે ન કાંય. ગુરૂ. ૫
ચાહે સદ્ગુરૂ પાછળે, સાચો ધારી વિશ્વાસ;
પ્રાણ પડે પણ ભક્તિથી, પાછો પડતો ન ખાસ. ગુરૂ. ૬
દુનિયા દિવાની જે જે કહે; તેમાં રાખે ન ચિત્ત;
ચારે છેડે રે છુટકે, સદ્ગુરૂ પ્રેમી પવિત્ર. ગુરૂ. ૭
શિવ સાધન લખ કોટીઓ, ગુરૂ ભક્તિવણ ફોક;
ડોલે નહીં દુષ્ટલોકથી, પાડે નિન્દાની પોક. ગુરૂ. ૮
જેમ જેમ દુર્જન નિન્દકો, ગુરૂજીની સામા રે થાય;
તેમ તેમ સદ્ગુરૂ પ્રેમીઓ, ગુરૂ પ્રીતિમાં સમાય. ગુરૂ. ૯
ગુરૂના દુશ્મન લોકની, સ્હામે થઇને રે દંડ;
સદ્ગુરૂ સેવા એ મોટકી, દુશ્મન હણતો પ્રચંડ. ગુરૂ. ૧૦
ગુરૂની ભક્તિથી જે કરે, તેમાં લેશ ન દોષ;
સદ્ગુરૂ પ્રેમથી સંપજે, મુક્તિ સાધન પોષ. ગુરૂ. ૧૧

સદ્ગુરૂ સેવામાં જે વરે, જે જે કાર્યો કરાય;
પુણ્ય બંધ અને નિર્જરા, ગુરૂવણ મુક્તિ ન ક્યાંય. ગુરૂ
તપજપ કષ્ટાનુષ્ઠાન જે, ગુરૂ ભક્તિવણ ફોક;
ગુરૂસેવામાંહિ સહુ રહ્યું, પાડે નાસ્તિક પોક. ગુરૂ
વેદાગમથી રે મોટકા, ઝાલો સદ્ગુરૂ હાથ;
બુદ્ધિસાગર સદ્ગુરૂ, પામી થઇયો સનાથ. ગુરૂ

---

( ૫ )

સદ્ગુરૂશ્રદ્ધા.

કવ્વાલિ.

ગુણોની વા અગુણોની, ઉઠે જે કલ્પનાઓ સહુ;
ગુરો ! !:! તેથી તમે ન્યારા, અમોએ પૂર્ણ નિર્ધાર્યા.
ભલે હો વેષ ત્હોયે શું ? કદિ ના હોય ત્હોયે શું ?
અસત્‌માં સત્ નથી ક્યારે. ગુરૂ સત્ છો અમે માન્યા.
ભલે મત હોય ત્હોયે શું ? ભલે મત ન્હોય ત્હોયે શું ?
ગમે તેવી અવસ્થામાં, અમારા છો ગુરૂ પ્યારા.
અમારા જ્ઞાનદાતાની, નથી કો વિશ્વમાં તોલે;
કરેલો પ્રેમ ના છૂટે, દિવાની દુનિયા બોલે.
ગુરો તમને સમર્પણ છે, અમારૂં સહુ કર્યું કીધું;
ભલી બુરી અવસ્થામાં, શરણ ત્હારૂં સદા લીધું.
ત્હને જે યોગ્ય લાગે તે, અમારૂં સર્વ કર પ્રેમે;
કૃપા ત્હારી વિના બીજું, અમે ના ઇચ્છીએ કયેમે.
તમારા દુશ્મનો જે જે, અમારા દુશ્મનો તે તે;
તમારા તે અમારા છે, અમારા પ્રેમ પ્યારા છે.
તમારા વણ નહીં ઇચ્છું, ભલે હો દેવ કે દેવી;
ભલે હો આત્મભોગ વેદી, અમારી માન્યતા એવી.

તમે જે જે કહો તે તે, અમે કરશું વિના બોલે;
ઇશારે સર્વ સમજીને, પ્રવર્તીશું રહી મૌને. ૯
ગુરૂ વણ્ કો નથી તારક. અમારા ચિત્તમાં ભાસ્યો;
નથી કંઇ તર્કની ચર્ચા, અમારો એજ વિશ્વાસો. ૧૦
સદેહી બ્રહ્મ છો પૂર્ન, નથી કોઇ અન્યની પરવા;
સકળ રૂપે તમે છો જી, કહોને અન્ય શું ! વરવા. ૧૧
ગુરૂ મહાવીર છો દેવા, અભેદે શુદ્ધસત્તાએ,
બહિરંતર ગુરૂજી છો. સકળ શક્તિ મહત્તાએ. ૧૨
પ્રભુ છો સદ્ગુરૂ પોતે, કયાં સાધન હવે સજવાં;
તમે માયા અને કાયા, કહોને અન્ય શાં ! ભજવાં. ૧૩
અમારી સર્વ વૃત્તિયો, રમે રાસો તમારાથીઃ
સદા આનંદ રસ રૂપી, જુદા નહીં છો અમારાથી. ૧૪
સમાયું વિશ્વ તુજ માહી, પ્રભો રંગે રહ્યા પાસે,
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ વ્હાલા, મળ્યા છો પૂર્ણ વિશ્વાસે. ૧૫

---

( ૧ )

## પન્નર તિથિની ગહુંલી.

આવો આવો યશોદાના કંત મુજ ઘેર આસેરે એ રાગ.

શુભ પડવાના દિન પ્રેમથી ગુરૂ પાસે રે,
આવો ને નરને નાર હર્ષોલ્લાસે રે;
ભક્તિ ભાવનાંસારાં પુષ્પથી ગુરૂ પૂજો રે,
જગમાં તારક ગુરૂદેવ બીજુ ન દૂજો રે. પડવા. ૧
બીજ દીને ગુરૂની બુદ્ધિ ઘટમાં રાખો રે,
ગુરૂ પ્રેમામૃત પ્રેમ્યાન્ત હેતે ચાખો રે;
સદ્ગુરૂની સાથે અભેદ ભાવે રહીએ રે,
દેવો ને દેવીએ સર્વે ગુરૂમાં લહીએ રે. પડવા. ૨

ગુરૂની સેવા વિના કામ ન નાસે,
આતમવીર તેજે ભાસે;........ગુરૂ.
રોઇ રોઇને ગુરૂ પ્રેમે મર્યો જે,
ભવસાગરને તર્યો તે. ગુરૂ. ૮

નગુરાને દૂર ગુરૂ દૂરના દૂરે,
ભક્તોની પાસે નિત્ય રહેવે હજુરે;........ગુરૂ.
ગુરૂના નિન્દક દ્વેષી ગુરૂને ભાંડે,
તેઓની આંખે દોષ આવે છે આડે. ગુરૂ. ૯

દેવની કોટિ કદિ ભરમાવા આવે,
ગુરૂમાંહિ શંકા ન થાવે;........ગુરૂ.
પ્યારા ચિદાનંદ ગુરૂજી વિલાસી,
રોમ રોમે બહુ વિશ્વાસી. ગુરૂ. ૧૦

ગુરૂની કૃપાએ મરજીવા બનીશું,
સેવામાં સર્વ ગણીશું;........ગુરૂ.
જે જે પ્યારૂં તે ગુરૂ આગળ ધરશું,
ગુરૂની ઇચ્છા અનુસરશું ગુરૂ. ૧૧

મનડું મારીને મડદું થઇ જગ જાગે,
જીવે આતમ ગુરૂ રાગે;.......ગુરૂ.
ગુરૂથી અભેદ પ્રેમે સાચીરે ભક્તિ,
પ્રગટે અનંત ગુણ શક્તિ. ગુરૂ. ૧૨

સદ્‌ગુરૂ નામરૂપ પોતાનાં માની,
ભક્તિ કરે તે મઝાની;.......ગુરૂ.
બુદ્ધિસાગરગુરૂ શિરપર ગાજે,
જય ડંકો જગ વાજે. ગુરૂ. ૧૩

---

( ૧૦ )

## ગુરુરસિક.

રસિયા આવજોરે રંગે એ રાગ.

ગુરૂના કેઇકરે રસિયા, જેના મનમાં ગુરૂજી વસિયા ગુરૂ.
ગુરૂની ધાતોરે ધાતે, મળી રહે વળી વાતો વાતે. ગુરૂ. ૧

સ્વારથ સઘળારે ત્યાગી, થાય ગુરૂનો સાચો રાગી.
ગુરૂ રૂપ થૈ ને રે ગુરૂ સેવે, ગુરૂને મનનું સઘળું કહેવે, ગુરૂ. ૨

ભેદ ન રાખેરે કયારે, કાર્ય કરે ગુરૂનાં બહુ ભારે; ગુરૂ.
રાગ ન હળદરિયો રાખે, ચોળ મજીઠ રાગે સુખ ચાખે. ગુરૂ. ૩

ગુરૂને કરતો રે ચાવા; કરી પ્રશંસા પ્રેમ સ્વભાવા; ગુરૂ.
ગુરૂનું કહેવું રે સાચું, મનમાં કાંય ન માને કાચું. ગુરૂ. ૪

ગુરૂકુલવાસેરે વસતા, સંકટ પડતાં દૂર ન ખસતા; ગુરૂ.
આજ્ઞા પામીને સહુ કરતા, કાર્યો કરતાં સહેજે મરતા. ગુરૂ. ૫

નિજની કીર્તિરે ન ઇચ્છે, ગુરૂથી નામ ન જુદું વંછે, ગુરૂ.
નામ ગુરૂનું રે જપતા, ભરમાવ્યા નહિ બીજે ભમતા. ગુરૂ. ૬

ગંભીર જ્ઞાનીરે શૂરા, સહુ વાતે ગુરૂભક્તો પૂરા; ગુરૂ.
ગુરૂની સેવારે સારે, શિષ્યોની મુક્તિ ગુણધારે. ગુરૂ. ૭

સર્વ સમાયુરે ગુરૂચરણે, શકિતયો પ્રગટે ગુરૂશરણે; ગુરૂ.
અદ્વૈતપ્રેમે રે રહેતો, ઉપાલંભ ગુરૂના સહુ સહેતો. ગુરૂ. ૮

ગુરૂની સાથે રે રંગે, રહેતા આનંદભાવ ઉમંગે; ગુરૂ.
સોગુરૂ રાગીરે તરિયા, બુદ્ધિસાગર સદ્ગુરૂ વરિયા. ગુરૂ. ૯

જ્યાં ગુણ ત્યાં દોષ અપેક્ષાએ, નિજ દૃષ્ટિ અનુસારે થાએ;
બન્ને દૃષ્ટિ સૃષ્ટિ ન્યાયે. કલિ. ૧૨
પ્રકૃતિ ગુરૂની છે માયા, સહુ કર્મ પ્રકૃતિ પડછાયા;
ગુરૂ અદ્વૈત પ્રેમે સમજાયા. કલિ. ૧૩
ગુરૂની ગુરૂતા સહુ વિશ્વવિષે, શક્તિ રસમાં રસતી જ દિસે;
ગુરૂ મહાવીર જગમાંહિ વિલસે. કલિ. ૧૪
ગુરૂ ઉપશમ ક્ષયોપશમ ભાવે, ક્ષાયિક ભાવે ઘટમાં આવે,
ઉપકારી કર્મોદય દાવે. કલિ. ૧૫
આસ્રવ તે સંવર રૂપ બને; ગુરૂ પ્રેમીના નહિ દોષ કને;
દોષો તે ગુણ ગણ રૂપ વળે. કલિ. ૧૬
ગુરૂ દ્રવ્યભાવથી નિર્ધાર્યા, ગુરૂ ગુણ કર્મો સુખની છાયા;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પાયા. કલિ. ૧૭

---

( ૧૨ )

## અયોગ્ય એવા ભક્તોનાં લક્ષણ.

મુનિવર સંયમમાં રમતા એ રાગ.

બને નહીં ભક્તો અહો એવા, જેહ સમજે નહીં સદ્ગુરૂદેવા. બને.
સ્વારથના જે થયા રસિયા, જ્ઞાનથકી દૂરે ખસિયા;
ગુરૂકુલથી દૂરે વસિયા. ગહ્યો. ૧
સદ્ગુરૂ પ્રત્યક્ષ નહિ ભાળે, ઘોર પૂજે સ્તૂભને ટાળે;
ગુરૂ ઉપકારો નહીં દિલ આણે. ગહ્યો. ૨
જ્ઞાનવિનાનાજ ગમાર સમા, સદ્ગુરૂની નહીં અંશ તમા;
સમજે ન અનુભવ જ્ઞાન ગમા. ગહ્યો. ૩
ગુરૂ કરતાં યશ નિજ બહુ વ્હાલો, જેહ સ્વાર્થે થકી બનતો કાલો;
જેમ વાગે ખાલી ચલો ઠાલો. ગહ્યો. ૪
જે ગુરૂના આશય નહિ જાણે, ગુરૂનું કહ્યું જે નહીં માને,
ચઢતો અહંકાર તોફાને. ગહ્યો. ૫

શિખ દેતાં ખૂબ રીસાતો, વૈર ધરી સ્હામો થાતો;
દુઃખ તણા ખત્તા ખાતો, ગહ્યો. ૬
લેવાનું શીખ્યો જે વહેલું, દેવાનું શીખ્યો ન જે પહેલું.
બોલે વિવેક વિના ઘહેલું, ગહ્યો. ૭
જીવંતાં સદ્ગુરૂ નહિ પૂજે, સેવા ન કરવી મન સૂજે;
ક્રોધ કરી ગુરૂથી ઝૂઝે, ગહ્યો. ૮
આવે ન સદ્ગુરૂને વંદે, પાછળ સદ્ગુરૂને નિંદે.
ચાલે સદા નિજ સ્વચ્છંદે, ગહ્યો. ૯
સદ્ગુરૂમાં હીનતા દેખે, નિજમાં પ્રભુતા બહુ પેખે.
સદ્ગુરૂ શીખને ઉવેખે, ગહ્યો. ૧૦
સંકટમાં દૂરે નાસે, રહેતો ન સદ્ગુરૂ વિશ્વાસે.
પાસે રહે પણ નહિ પાસે, ગહ્યો. ૧૧
કહેણી રહેણીએ એક નહીં, ધારે જુદાઇ ગુરૂથી સહી.
શિષ્યપણું નહીં તેનું કહીં, ગહ્યો. ૧૨
મૂઢતણા નહિં ગુરૂ થાવું, સમજીને સત્ય સમજાવું.
બુદ્ધિસાગર ગુરૂને પાવું, ગહ્યો. ૧૩

---

( ૧૩ )

## ગુરુસ્વીકાર.

મુનિવર સંયમમાં રમતા. એ રાગ.

ગુરૂજી કર્યું તવ શુભ શરણું, ભવસાગરમાંહીં તરણું;
આવે ભલે દેહનું મરણું, ગુરૂ. ૧
મુજ મન તુમસમ કોઇ નહીં, પ્રીતડી તુજથી બાંધી સહી;
તુજ સાથ સુરતા લાગી રહી, ગુરૂ. ૨
તુજ રાગે ખૂબ રંગાયો, સત્ય સ્નેહ તું સમજાયો;
મારે ન મન બીજો ભાયો, ગુરૂ. ૩

જેવો તેવો ગુરો !!! છું હારો, નિશ્ચય એક તું આધારો.
સત્ય પ્રેમ ભકતે પ્યારો, ગુરૂ. ૪
એક મારી પ્રભો તું આશા, સત્ય ધર્મ હિત વિશ્વાસા;
વર્યો મોહન નિશ્ચય વાસા, ગુરૂ. ૫
દુનિયા શુભાશુભ જે ધાર્યું, પરિણામું તેમાં ન નિધાર્યું.
તવ રૂપ અરૂપ સ્વીકાર્યું, ગુરૂ. ૬
તુજથી ગણું ન મારૂં ત્હારૂં, તન મન ધન તુજ પર વારૂં.
તુજ પ્રેમે મૃત્યુ પણ સારૂં, ગુરૂ. ૭
પરબ્રહ્મ મહાવીર ગુરૂ વ્હાલા, એક પુરૂષ છો પુરાણા.
અદ્વૈત પ્રેમથી સમજાણા, ગુરૂ. ૮
દુનિયા પડે જો મુજ સામી, નહીં છોડું મુજ અંતર્યામી.
વ્હાલામાંહી વ્હાલા સ્વામી, ગુરૂ. ૯
જે જે કર્યું તે જે કરશો, સત્ય રૂપ નહીં કંઈ ભેદ કરશો;
અંતરમાં તું એક વસ્યો, ગુરૂ. ૧૦
આનન્દ રસ સાગર દરિયા, બ્રહ્મ અનંત હૃદય ભરિયા;
બુદ્ધિસાગર ગુરૂને વરિયા, ગુરૂ. ૧૧

---

( ૧૯ )

## ગુરૂ કૃપા પામવાની ભક્તિ.

ગુરૂમાં પ્રભુને દેખો નરને નારીઓ,
ગુરૂ કૃપાથી જ્ઞાન પલકમાં થાય જો;
ગુરૂકૃપાથી આતમ અનુભવ પામીએ,
ગુરૂકૃપાથી સિદ્ધિ સત્ય પમાય જો ગુરૂ. ૧
ગુરૂને દેખી નમીએ દમ્ભને છોડીને,
ભાવે ભજીએ હારી આણી પ્યાર જો;

આદરને સત્કારે ગુરૂને વધાવીએ,
મન માની સેવા કરીએ સુખકાર જો                    ગુરૂ. ૨

ગુરૂની વૈયાવચ્ચે નિશદિન રાચીએ,
ગુરૂ આદેશે ધરીએ મન સંતોષ જો;
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી વર્તીએ,
કરીએ આતમ જ્ઞાનાનન્દનો પોષ જો                    ગુરૂ. ૩

ગુરૂ ઉઠંતાં ઉભા થઇએ પ્રેમથી,
ગુરૂ આવંતાં દઇએ બહુ સત્કાર જો;
ગુરૂ ઇચ્છાનુસારે કરીએ કાર્યને,
સહુમાં ગુરૂતા દેખીએ નર નાર જો                    ગુરૂ. ૪

ગુરૂ વિશ્વાસે રહીએ શંકા ટાળીને,
ગુરૂ ભક્તિનો કરીએ વિશ્વ પ્રચાર જો;
સાને સમજી મૌનપણું કર્મો કરો,
શંકાથી પડવાનું છે નિર્ધાર જો                    ગુરૂ. ૬

ગુરૂ કહે તે કરીએ પૂરણ પ્રેમથી,
સમજ્યા વણ નહી અનુકરણ સુખકારજો;
નિજ આતમની કરીએ સાચી ઉન્નતિ,
રીઝવશો સદ્ગુરૂને નરને નાર જો                    ગુરૂ. ૬

ગુરૂની યાચ્ઞા કરીએ સર્વ સમર્પણે,
ગુરૂ હુકમથી કરીએ વિષનું પાન જો;
શિર તે વ્હાલાં ગુરૂગમથી નિર્ધારીએ,
મસ્તકનાં દીજે સદ્ગુરૂને દાન જો                    ગુરૂ. ૭

કહેણી કરતાં રહેણીમાં મરણું ભલું,
ઉણી નહીએ ઉતરવાનું કામજો;
નામ રૂપને ભૂલી જગમાં જીવવું,
સકામથી ભાવે ચડવું નિષ્કામ જો                    ગુરૂ. ૮

તાઢ તાપને ભૂખ તરશ્યાનાં સંકટો,
વેઠી ગુરૂના શિષ્યો થઈ નિર્ધારજો;
કર્મયોગી થઇ આગળ ચઢવું હોંશથી,
તજવા ભૂરા કામતણા સંસ્કાર જો ગુરૂ. ૯
ગુરૂપર શંકા કરીએ નહીં કોઇ જાતની,
શંકા થાતાં કરીએ પુચ્છી નાશ જો;
ગુરૂ રૂઠે તો પ્રભુ શરણુ નહિ આપતો,
ગુરૂ તુઠ્યાથી મુકિતની છે આશ જો ગુરૂ. ૧૦
ગુરૂ રીઝેતો પ્રભુ રીઝયા મન માન જો,
પ્રભુ ન આપે તે ગુરૂ આપે બેશ જો;
જન્મ જરા ને મૃત્યુનાં દુઃખો ટળે,
નાસે મોહાદિકના સર્વે કલેશ જો ગુરૂ. ૧૧
આપ મતીલા નાસ્તિક શંકાળુજનો,
શ્રદ્ધા ભકિત વણ નહીં ગુરૂને પાય જો;
ગુરૂ પ્રભુનો નિશ્ચય જેના મન થતો,
ગુરૂ પ્રેમે તે ભકિત ભરે હરખાય જો ગુરૂ. ૧૨
સદ્ગુરૂ સંગે રહીએ સાચા ભાવથી,
કલિ કાલમાં સદ્ગુરૂ છે આધાર જો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ કીધા ભાવથી,
આનંદ દરિયા ઉલટયા અપરંપાર જો ગુરૂ. ૧૩

---

( ૧૫ )

## गुरुपूर्णिमा पूजा.

આષાઢી પુનમ દિન ગુરૂ પૂજા ભલી,
કરીએ સાચા ભાવે નરને નાર જો;
વેદ પુરાણો આગમ સઘળાં ગાવતાં,
ગુરૂ પૂજાનો મહિમા અપરંપાર જો આષાઢી ૧

તન મન ધનથી સદ્‌ગુરૂ પૂજા કીજીએ,
સન્તજનોની પૂજાથી શિવ થાય જો;
ગુરૂ દક્ષિણા દીજે પૂરણ પ્રેમથી,
સાત્વિક વૃત્તિ પ્રગટે ઘટ ઉભરાય જો. આ. ૨

સદ્‌ગુરૂજીના વેચાયા વેચાઈએ,
ભાવ પ્રમાણે થાતું ફલ નિર્ધાર જો;
સદ્‌ગુરૂ આશીષથી વંછિત સહુસંપજે,
આ ભવ પર ભવ ઉત્તમ શુભ અવતાર જો. આ. ૩

સદ્‌ગુરૂ આપે તે નહિ આપી કો શકે,
દેવ દેવીઓ સદ્‌ગુરૂમાંહિ સમાય જો;
સહેજે આંતરકીથી આશીસ ઉઠતી,
ફળ્યા વિના તે રહે નહીં જગમાંહ્ય જો. આ. ૪

ધર્મો સર્વ સમાતા ગુરૂની ભક્તિમાં,
ગુરૂ ભક્તિમાં સર્વ સમાતાં કાજ જો;
ગુરૂ ભક્તિમાં વ્રત તપ જપ યજ્ઞો અને,
સર્વ સમાતાં ઇન્દ્રાદિક પદરાજ જો. આ. ૫

ગુરૂ પૂજા ભક્તિથી સહુ પાપો ટળે,
પરબ્રહ્મ મહાવીર પ્રભુ પ્રગટાય જો;
ગુરૂ બ્રહ્મ પૂજાથી કો અધિકું નહીં,
હરિ હર બ્રહ્મ જિનેશ્વર એવું ગાય જો. આ. ૬

ગુરૂપૂજાથી ટળે અહંતા દુઃખડાં,
ગુરૂ હત્યાદિક પાપો સર્વ પલાય જો;
મરણ કાલમાં નિર્ભય શાસે આતમા,
ગુરૂના ભક્તો સેહેજે સ્વર્ગમાં જાય જો. આ. ૭

જીવંતા સદ્‌ગુરૂની પૂજા ભક્તિથી,
સકલ તીર્થ પૂજ્યાનું ફલ નિર્ધાર જો;
ગુરૂના ભક્તો જડવાદી જગ નહિ બને,
એવો સદ્‌ગુરૂ ભક્તિનો આધાર જો. આ. ૮

સર્વ મતાંતર છંડી સદ્ગુરૂ આશરે
રહીએ કરીએ ગુરૂ આજ્ઞાએ કામ જો;
સદ્ગુરૂ વચનો ઇશ્વર વાણી જાણીએ,
ગુરૂની આગળ બીજાનું શું નામ જો. આ. ૯

ગુરૂ સેવાથી સહેજે જ્ઞાન જે સંપજે,
કોટિ શાસ્ત્રો ભણે પણ તેવું ન થાય જો.
બોલંતા સદ્ગુરૂજી પૂરણ બ્રહ્મ છે,
સત્તાએ સમજી પૂજો સુખદાયજો. આ. ૧૦

પૂર્ણ બ્રહ્મની કીજે ગુરૂમાં ભાવના,
સર્વ શકિતરૂપ વ્યાપક ગુરૂ મહાવીર જો;
સદ્ભાવે પ્રગટે પરબ્રહ્મ અનંત જે,
અનંત જ્યોતિ ઝળહળ નૂર છે ધીર જો. આ ૧૧

ઝળહળ અપરંપાર નૂર ગુરૂ ઝળહળે,
ઉલટી આંખે દેખે સદ્ગુરૂ ભકત જો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ નિશ્ચય જાણિયા,
પૂર્ણ પ્રેમથી ભકત બન્યા આસકત જો. આ. ૧૨

---

( ૧૬ )

## ગુરુપર થયેલી પ્રેમદશા

પ્રેમ દશા કંઇ ન્યારી, ગુરૂ પર પ્રેમ દશા કંઇ ન્યારી.
જાણે ન મૂઢ સંસારી, ગુરૂપર.
ઘાયલ હૃદયને ઘાયલ જાણે, ભકિતનો રસ મહાભારી ગુરૂ.
તન ધન મન જડ સારૂં ને પ્યારૂ, જાઉં ગુરૂ પર વારી ગુરૂ. ૧ ॥
ગુરૂ પ્રીતિ રસ પ્યાલા પીધા. તેની જાઉં બલિહારી ગુરૂ.
પ્રેમની કિંમત પ્રેમી જ જાણે, જાણે ન અન્ય નર નારી ગુરૂ. ॥ ૨ ॥

સદ્ગુરૂ પ્રેમ રસ આગળ રસ સહુ, ફીકા પડે નિધારી ગુરૂ.
પ્રેમ સૌન્દર્યને પ્રભુતા ગુરૂમાં, દેખે છે કોઇ સરકારી ગુરૂ. ॥ ૩ ॥

પ્રેમ રસ ઉકર્યો ન વિશ્વે સમાતો, જાણે છે પ્રેમી અવતારી ગુરૂ.
પ્રેમ આગળ નહિ ધન તન કિંમત, પ્રેમ હૃદયે જયકારી ગુરૂ. ૪

પ્રેમરસમય સહુ વૃત્તિ સમાધિ, કલિયુગમાં સુખકારી ગુરૂ.
પ્રેમી પરખતો સદ્ગુરૂ મહિમા, વિક્ષેપ વૃત્તિ નિવારી ગુરૂ. ૫

ઇન્દ્રાદિક સઘળી પદવીઓ, પ્રેમી પામે ક્ષણવારી ગુરૂ.
પ્રેમની આગળ ઇન્દ્રાદિ પદવી, લાગે છે તુચ્છ ક્ષયવાળી ગુરૂ. ૬

પ્રેમની આંખેઃ દિલડાં તન સહુ, જણાય છે નિધારી ગુરૂ.
સદ્ગુરૂના પ્રેમી નર નારી, છુપ્યાઃ રહે ન જરારી ગુરૂ. ॥ ૭ ॥

આનંદ ઉભરા પ્રગટે જ્યાં ત્યાં, ગુરૂ પ્રેમે જ વિચારી ગુરૂ.
બુદ્ધિસાગર સદ્ગુરૂ પ્રીતિ, એક છે આનંદકારી ગુરૂ. ૮

— —

( ૧૭ )

## ગુરૂ પ્રેમી ભક્તોનાં લક્ષણ.

ઓધવજીના મોકલ્યાં રેશમ. ભાવ નગારાં દેતી રે. એ રાગ.

ગુરૂ પ્રેમી ભક્તોનાં લક્ષણ, સાંભળજો નરનારી રે.
સેવા કરવા શૂરાપૂરા, સમજણમાં ન અધૂરા રે. ગુરૂ ૧

કામવાસના જીતે જ્ઞાને, વિષય રાગ નહીં ધારે રે;
આત્મસમી દુનિયાને ગણતા, સત્ય તત્ત્વ અવધારે રે. ગુરૂ. ૨

પરનારીને માત ગણીને, પર પુરૂષને ભાઇરે;
ચાલે નીતિ દિલમાં ધારી, થાતા દુઃખી સહાયી રે. ગુરૂ. ૩

કામ અને ગુરૂ પ્રેમની વચ્ચે, અંતર મોટું જાણે રે;
વ્યભિચારથી પ્રેમ જ જુદો, નિશ્ચય મનમાં આણે રે. ગુરૂ. ૪

વિષય વાસના રાગ હણીને, વળતા સદ્ગુરૂ વાટે રે;
કલિકાલમાં ત્યાગી ગુરૂ પર, પ્રેમ ધરે શિર સાટે રે. ગુરૂ. ૫

સ્વપ્નવિષે વ્યભિચાર ન ઇચ્છે, મોહ વિકારો મારે રે;
સદ્ગુરૂના પ્રેમી તે સાચા, વેદોદય સંહારે રે. ગુરૂ. ૬

પ્રેમ પ્રેમ બોલે સહુ દુનિયા, પ્રેમ સ્વરૂપ છે ન્યારૂં રે;
જડમાં સુખની બુદ્ધિ ન થાવે, ગુરૂ બ્રહ્મ હિત પ્યારૂં રે. ગુરૂ. ૭

હાડ માંસને ચામડી રાગી, પશુઓ માનવરૂપે રે;
પ્રેમથકી લખ યોજન આઘા, સત્ય પ્રેમ નહિં છપે રે. ગુરૂ. ૮

વિષય વાસના જાગે નહિ મન, ત્યારે પ્રેમ પ્રકાશે રે;
સદ્ગુરૂના આતમ પૂજારી, સુખિયા શ્વાસોચ્છ્વાસે રે. ગુરૂ. ૯

સત્ય પ્રમાણિક મન કાયાથી, પરોપકારે રાગી રે;
કલેશ નહીં ને કદાગ્રહી નહિ, સત્ય રાગીને ત્યાગી રે. ગુરૂ. ૧૦

આસક્તિ નહિ જડ વિષયોમાં, કરે કાજ નિષ્કામીરે;
અવગુણ ઉપર ગુણ જે કરતા, યમ નિયમ વિશ્રામી રે. ગુરૂ. ૧૧

દેહાધ્યાસાદિકને જીતે, પ્રીતિ પ્રભુ પર રાખે રે;
પ્રેમી સાચા નિઃસંગી તે, આનંદ અમૃત ચાખે રે. ગુરૂ. ૧૨

સદ્વર્તનમાં પ્રાણુજ છંડે, ગુરૂ પ્રેમ મસ્તાની રે;
પ્રેમ સમાધિ પામે નિશ્ચય, અવધૂત આતમ જ્ઞાની રે. ગુરૂ. ૧૩

ગુરૂ ભક્તિમાં ક્રમથી ચડતા, પ્રકટયા દોષને ત્યાગે રે;
પૂરી શ્રદ્ધા ગુરૂ પર મૂકી, આત્મરૂપમાં જાગે રે. ગુરૂ. ૧૪

શમ દમ સંયમમાંહિ રાચે, ગુરૂ સેવા લયલીના રે,
બુદ્ધિસાગર સદ્ગુરૂ વરિયા, હોય ન ભક્તો દીના રે. ગુરૂ. ૧૫

---

( ૧૮ )

## ગુરુભક્તોનાં લક્ષણ.

સદ્ગુરૂ ઉપર પૂરણ પ્રીતિ, ભાવે જેહ રસીલા રે;
તેની પાસે દોષ ન આવે, ઉલ્લાસે નહીં ઢીલા રે. સદ્ગુરૂ. ૧

ગુરૂને મનડું સોંપી વર્તે, ગુરૂભક્તો તે પ્રમાણો રે;
કર્મોથી બંધાય ન ક્યારે, ગુરૂ ઉપયોગી જાણો રે. સદ્ગુરૂ. ૨

ગુરૂભક્તિમાં અલમસ્તો થૈ, વર્તે આનંદ ભાવે રે;
ગુરૂભક્તિ ત્યાં ભીતિ નહીં છે, અનુભવી સુખ પાવે રે. સદ્ગુરૂ. ૩

કુતર્કીથી ભરમાતા નહીં જડવાદીથી ક્યારે રે.
નગુરા ગુરૂના પ્રતિપક્ષીજન, તેની સંગ ન ધારે રે. સદ્ગુરૂ ૪

ગુરૂ પ્રેમની આગળ સઘળું, તન ધન ભૂકું જાણો રે;
શીષ હટાવે ગુરૂને માટે, મરતાં મોહ ન આણો રે. સદ્ગુરૂ. ૫

સાચો પ્રેમ રહે નહિ છાનો, ધાલો જો પાતાળે રે,
દેશકાલથી દૂરે તોપણ, ગુરૂને પાસે ભાળે રે. સદ્ગુરૂ. ૬

સમ ધાતુ પદ્મોની પાસે, મળતા બહુ વિશ્વાસે રે;
અનુભવાતા સાકારી ગુરૂ, બ્રહ્મના શ્વાસોચ્છ્વાસે રે. સદ્ગુરૂ. ૭

પિંડ અને બ્રહ્માંડ વિષે ગુરૂ, મહિમા જ્ઞાનાનન્દે રે,
અનુભવે મહાવીરના ભક્તો, પડે ન નાસ્તિક ફંદે રે. સદ્ગુરૂ. ૮

પંચ કોષમાં વ્યાપક સદ્ગુરૂ, તનુ દેવળના વાસી રે;
નિમિત્ત ઉપાદાન ગુરૂના, ભક્તો છે વિશ્વાસી રે. સદ્ગુરૂ. ૯

ભક્તોના હૃદયોમાં ભગવાન્, સદ્ગુરૂ નિત્ય પ્રકાશે રે;
પૂરા હોય તે પ્રેમે પરખે, પૂર્ણાનન્દ વિલાસે રે. સદ્ગુરૂ. ૧૦

વ્રત તપ જપ ને તીર્થો શાસ્ત્રો, સર્વ ગુરૂમાં સમાયાં રે;
ગુરૂને પામી સર્વે પામ્યાં, ગુરૂએ સર્વે બનાવ્યાં રે. સદ્ગુરૂ ૧૧

સદ્ગુરૂના ભક્તોને સર્વે, સમ્યગ્ રૂપે પ્રકાશે રે;
મિથ્યા શાસ્ત્રો પણ સાપેક્ષે, સત્ય સ્વરૂપે ભાસે રે. ગુરૂ ૧૦

ગુરૂ કૃપાથી સત્યને જાણે, શ્રદ્ધા પ્રીતિ વધારે રે;
ગુરૂ ભક્તોની સમ્યગ્ દૃષ્ટિ, પ્રગટે જન્મ સુધારે રે. ગુરૂ. ૧૧

ગુરૂ ભક્તોના સર્વ વિચારો, આચારો સુખ હેતે રે;
દેશ કાલ અનુસારે પ્રગટે, આત્મોન્નતિ સંકેતે રે. ગુરૂ. ૧૨

ગુરૂજી દાતા ગુરૂજી જ્ઞાની, પરમ પુરૂષ અવતારી રે,
બુદ્ધિસાગર સદ્ગુરૂ સાચા, સેવો બહુ ઉપકારી રે. ગુરૂ. ૧૩

( ૨૦ )

## ગુરુના પ્રેમીને ધન્યવાદ.

જેની ગુરૂપર પૂરણ પ્રીતિ, જાઉં તસ બલિહારી રે,
ગુરૂ પ્રેમીઓં નર નારીની, પૂજા જગ જયકારી રે. જેની. ૧

ગુરૂને દેખે ગુરૂને સુણતો, ક્ષણ ક્ષણ ગુરૂ સંભારે રે;
ગુરૂ વિના ક્ષણ ચેન પડે નહિ, ગુરૂ કથા કરે ભારે રે. જેની ૨

ગુરૂથી વાતો કરતો પ્રેમે, રોમે રોમે હર્ષે રે;
ઈંગિત આકારે ગુરૂ સેવા, કરતો હર્ષે વર્ષે રે. જેની. ૩

ગુરૂના માટે કોટિ દુઃખો, સહવામાં સુખ માને રે;
સર્વ સ્વાર્પણ કરીને મ્હાલે, અનહદ સુણતો કાને રે. જેની. ૪

સદ્ગુરૂ મૂર્તિ હિલમાં પૂજે, અદ્વૈત થઇ જડ જાવે રે;
પ્રેમ સમાધિ રસ સાગરમાં, ઝીલી રસમય થાવે રે. જેની. ૫

ગુરૂ વિના જગ સૂનું લાગે, ગુરૂ વિરહો ન ખમાતો રે.
મુખથી બોલ્યા વણ મન આંખો, પ્રેમે કરતી વાતો રે. જેની. ૬

આંખે પૂજે હિલડાં પૂજે, હરખે સઘળી ઘાતો રે;
પ્રેમ સ્વર્ગમાં ગુરૂના ભક્તો, મ્હાલે હર્ષ ન માતો રે. જેની. ૭

તન ધન કીર્તિ યશ પ્રતિષ્ઠા, પોતાની નહીં વંછે રે;
ગુરૂ પ્રેમમાં હોમી દે સહુ, સાચ ગુરૂને સંચે રે. ગુરૂ. ૬

ગુરૂ સેવા કરતાં અપકીર્તિ, અપવાદો જે આવે રે;
તેનાં ઝેરો પીને પ્રેમે, ચળે ન ભક્તિ ભાવે રે. ગુરૂ. ૭

ગુરૂ હુકમને પાળતાં જો, દુનિયા સ્હામી થાવે રે;
તોપણુ પાછો પગ ના ભરતો, ઓછું ન દિલમાં લાવે રે. ગુરૂ. ૮

ગુરૂ હુકમ પાળતા શૂળી, ને કદિ થાવે ફાંસી રે;
મરવા પહેલો ભક્ત મરીને, પામે નહીં જગ હાંસી રે. ગુરૂ. ૯

વિપત્તિમાં ગુરૂની સાથે, મરવામાં સુખ માન્યું રે;
બીક વખતમાં ભય ન પામી, દિલમાં સ્વાર્થ ન આપ્યું રે. ગુરૂ. ૧૦

ગુરૂને ભજતાં માન મળે નહીં, તોપણુ ઓછું ન લૂવે રે;
ગુરૂ ભજતાં વનમાં રહેવું, થાવે તોપણુ ભાવે રે. ગુરૂ. ૧૧

ગુરૂથી અધિકા ગણે ન કોને, ગુરૂ કૃપા મન ઇચ્છે રે;
ગુરૂ સેવામાં અધિકાર જ નિજ, સેવા ફળ નહીં વંછે રે. ગુરૂ. ૧૨

ગુરૂથી નિજને ગણે ન મોટો, હાહો હક ન માને રે,
પ્રાણ પડે પણ સદ્ગુરૂ નિન્દા, સુણે ન કયારે કાને રે. ગુરૂ. ૧૩

પોતાનું સહુ ગુરૂનું માની, કાજ કરે ઉલ્લાસે રે;
છાનામાં છાનું પણ ગુરૂની, આગળ સર્વ પ્રકાશે રે. ગુરૂ. ૧૪

જીવંતા પરબ્રહ્મ સ્વરૂપી, સદ્ગુરૂ સાચા દેવા રે.
બુદ્ધિસાગર ગુરૂના ભક્તો, કરતા સ્નેહે સેવા રે. ગુરૂ. ૧૫

( ૨૨ )

સ્વીકૃત સદ્ગુરુની સ્તુતિ, ભક્તોના ઉદ્ગારો.

અમે તમને ગુરૂ કીધા, ગુરૂજી પૂર્ણ પ્રીતિથી;
ભલે હો મુક્તિ ત્હોયે શું ? ભલે ના હોય ત્હોયે શું ? ૧

આચારોની પેલી પારે, વૃત્તિઓની પાર, જોને;
પ્રકૃતિના ગુણ દોષોથી, સર્વ પ્રકારે દૂર, જોને. ૬
પાંચે ઇન્દ્રિયોની સાથે, દેહની સાથે યોગ, જોને.
મનની સાથે ખેલ કરંતા, સર્વ યોગ અયોગ, જોને. ૭
સહુ બ્રહ્માંડોમાંહિ વિલાસતા, ચિત્ત સત્તાએ વ્યક્ત, જોને;
એકાત્મા સંગ્રહ નય દૃષ્ટે, સત્તાએ જગ શક્ત, જોને. ૮
વીર વીર મહાવીર ગુરુજી, મહિમા સઘળે સ્થાન જોને;
આનંદ વ્યાપી વ્યાપક ગુરુજી, વિરાટી ભગવાન, જોને ૯
જેમાં મન રાખીને જીવો, તરતા ભવની પાર, જોને,
અનંત જ્યોતિ ઝળહળંતા, ઓદયિક અવતાર, જોને. ૧૦
પ્રકૃતિ ઉપચારે સ્રષ્ટા, હતો નિર્ગુણ દેવ, જોને;
અનંત ધર્મો વિરૂદ્ધ જેમાં, કરતા સર્વે સેવ, જોને. ૧૧
નિરાકાર સાકાર સ્વરૂપી, અનેકાન્ત નયજ્ઞાન, જોને;
શક્તિ અનંતી અનંત રૂપે, તેના ગુરુજી સ્થાન, જોને. ૧૨
ગુરૂ સેવ્યાથી સર્વે મળતું, દિલમાં આપો આપ, જોને.
વિશ્વ શિષ્યને વિશ્વ ગુરૂ છે, અંતર ગુરૂની છાપ, જોને. ૧૩
જાણે આપને આપ જણાવે, સુણતો નિરખે આપ, જોને;
બંધાનોને નિર્બંધ પોતે, સઘળું માપે અમાપ, જોને. ૧૪
ષટ્ ગુણ હાનિ વૃદ્ધિ ભાગે, ષટ્ કારકમાં આપ, જોને;
ઉપાદાન પરબ્રહ્મ મહાજિન, સર્વ વિશ્વનો બાપ, જોને. ૧૫
ગુરૂ રૂપ થઇ ગુરૂ જે સેવે, થાય ગુરૂ ભગવાન્, જોને;
બુદ્ધિસાગર સદ્ગુરૂ ધ્યાને, પરમાનંદ રસતાન, જોને. ૧૬

( ૨૪ )

## ગુરૂની સેવા.

જેમનિયાંની રીતમાં ઢાળ જાય નરાકા રેની રે—એ રાગ.

ગુરૂ ચરણની પૂજી પૂજે, ગુરૂ દાસોના દાસો રે;
ગુરૂ વિચારો આચારોમાં, આપેક્ષા વિશ્વાસો રે. ગુરૂ. ૧
ગુરૂ પ્રેમમાં નિયમો સઘળા, તપ જપ સઘળું માને રે,
ગુરૂ પ્રેમ મસ્તાન બનીને, રસમય જીવન આવે રે. ગુરૂ. ૨
આગળ પાછળ બાહિર અંતર, જ્યાં ત્યાં ગુરૂને દેખે રે,
ગુરૂ પ્રેમી તે સાચો જાણો, વિશ્વ ગુરૂમય પેખે રે ગુરૂ. ૩
અવ્યભિચારી પ્રેમપ્રતીતે, ગુરૂ શ્રદ્ધા રસ ચાખે રે;
આનંદમય મીઠી વાતોને, મુખથી આવે ભાખે રે. ગુરૂ. ૪
ઉદયિક આચારોમાં ગુરૂના,—સદ્ગુણ જોવે આવે રે;
અવગુણ સવળું પરિણમાવે, ગુરૂ શિક્ષા દિલ લાવે રે. ગુરૂ. ૫
ગુરૂ જ્ઞાન લેવા અધિકારી, બનતો સદા પ્રેમે રે;
ગુરૂ વિનયે રત્નત્રયી પામે, આને આતમ ક્ષેમે રે. ગુરૂ. ૬
સુંગીમરસ્થ પરે જલ મોંઘું, ખાતાના રહી પીવે રે;
દેશકાલની સર્વ કલાથી, બાહ્યાંતરમાં જીવે રે. ગુરૂ. ૭
સર્વ કર્મને ગુરૂ સેવારૂપ, માની કર્મ કરંતો રે;
પોતાના વશ મનને રાખી, જય લક્ષ્મીને વરંતો રે ગુરૂ. ૮
ગુરૂ વિચારો તે સહુ ગાજો, દેશકાલ અનુસારે રે;
આણી વર્તે સાપેક્ષદ્રષ્ટિએ, જીવંત શક્તિ ન હારે રે. ગુરૂ. ૯
સ્વાધિકારે કર્મ કરે સહુ, કર્મ ભ્રષ્ટ નહીં થાવે રે,
સમરથી થાવે અંતરમાં, ભલું વિશ્વનું ચ્હાવે રે. ગુરૂ. ૧૦
કહેણી જેવી રહેણી રાખે, દીનપણું નહિ ધારે રે;
મૃત્યુ આદિ ભય સહુ છડે, પ્રામાણિક ગુણ પાળે રે. ગુરૂ. ૧૧

અજ્ઞાની નાસ્તિક મોહીજન, રહે ન ગુરૂની પાસે રે;
વિનય વિવેક ન ધારે દિલમાં, રહે ન ગુરૂવિશ્વાસે રે. ગુરૂ. ૧૨

પ્રભુ વીરાપંભાવ ન પામ્યા, તે નહીં ગુરૂના ભક્તો રે;
ગુરૂમાં નિજને નિજમાં ગુરૂને, દેખે પ્રેમી શક્તો રે. ગુરૂ. ૧૩

સ્થૂલદેહની સૃષ્ટિમાંહિ, સાક્ષી થઇને પ્રવર્તે રે;
જીવન મરણમાં સમભાવે જે, વર્તે મુક્તિ શર્તે રે. ગુરૂ. ૧૪

ઇયલ ભમરી સંગે જેવી, થાવે ભમરી રૂપે રે;
બુદ્ધિસાગર ગુરૂની સંગે, ભક્તો ગુરૂ સ્વરૂપે રે. ગુરૂ. ૧૪

( ૨૫ )

## ગુરૂને પામનારાઓ.

મંગા તટ તપોવનમાંરે એ રાગ.

દુનિયાનાં સાડરિયાંરે, ગુરૂને ન જાણી શકે;
લોક સંજ્ઞાના ભક્તોરે, કરે કંઇ ઓર બકે. દુનિયાનાં. ૧

ગુરૂની સહુ ચેષ્ટાવિષે, વ્હેમ ન મનમાં લગાર;
અગમ્ય સર્વ કસોટીમાં, મુંઝે નહીં તલભાર,
ગુરૂ પકડયા ન છૂટેરે, ભલે ગુરૂ રીસ કરે;
પ્રેમે ગુરૂને મનાવે રે, કરે નિજરૂપ ખરે. દુનિયાનાં. ૨

મર્યાદાની રૂઢિમાં, પ્રતિબદ્ધ નરનાર;
લિંગાચાર વિચારમાં, મળે ન ગુરૂ નિર્ધાર,
એક દેશી વિચારેરે, મળે નહીં વિશ્વગુરૂ;
ભેદ બંધન વાટેરે, કરે નિજ નિજનું ગુરૂં. દુનિયાનાં ૩

એક દેશી ગુરૂને ગ્રહે, પામે ગુરૂ એક દેશ;
સર્વ દેશી ગુરૂને ગ્રહે, રહે ન બંધન કલેશ,
પ્રતિબંધ ન ધારેરે, ગુરૂ પર પ્રેમ ધરે;
જીવતા ગુરૂ શરણેરે, મહી પરબ્રહ્મ વરે. દુનિયાનાં. ૪

નગુરાને છે પાપબંધ, સગુરાને નહિં પાપ;
સર્વ કર્મ કર્તવ્યમાં, પાપી ન બંધે અમાપ;
આનુ ગિરૂની આગમ રે, નહીં અપકાર કરે;
ગુરૂ ભક્તિ છે એવી રે, કોઇ સંસારી લહે. દુનિયાનાં ૫
અનંત પ્રેમમયી બની, પામે અંતનો અંત;
ચિદાનંદ સદ્ગુરૂ બની, બને સંતનો સંત;
સ્થૂલ બ્રહ્મ તેની આગળે, અણુ એક પાદ બને;
મહાવીર સ્વયંભુરે, બહુધા વિભુ સર્વજ્ઞે. દુનિયાનાં ૬
જેની જેવી યોગ્યતા, મળતા તદનુસાર,
ક્રમ સંધિ આત્મોન્નતિ, હોતે ગુરૂ અવતાર,
મળે કાલે જે ગુરૂરે, પ્રભુરૂપ તેહ ગણે;
ચઢતો વડે આગમ રે, સાધન બહુ તેની કને. દુનિયાનાં ૭
અંતરમાં સ્વર્ગો ઘણાં, ગુરૂ બતાવે મોક્ષ;
અનંત આનંદ અનુભવે, આત્માનો અપરોક્ષ,
એવી વાતોની જાહો રે, પરમ પ્રભુ પ્રકાશયા;
બુદ્ધિસાગર સદ્ગુરૂ રે, ખરા જેના હૃદયે વસ્યા. દુનિયાનાં ૮

( ૬૧ )

## શુદ્ધાત્મ ગુરુ.

મગ્ન તહ તપોવનમાંરે બની રચના ભારી

આતમ ગુરૂ જેણે રે, કે જાણ્યો તે સત્ય જીવ્યા;
બ્રહ્મ ગુરૂ નહીં જાણ્યો રે, કે તે તો જીવંતા મુવા,
નવ નવ વેદાગમ અને, સર્વ પુરાણ કુરાન;
આત્મ ગુરૂથી પ્રગટિયાં, પ્રગટશે મન જાણ,
આતમ ગુરૂ ચેલો રે, સ્વયં જિન જૈન ખરો;
પુન જન્મા અજન્મારે, સદસદ્ રૂપ ધરો. આતમ. ૧
વ્યષ્ટિ સમષ્ટિ આતમા, હરિહર બ્રહ્મ સુજાણ;
પર બ્રહ્મ મહાવીર જિન, વ્યાપક ગુરૂ ભગવાન,

માયા પ્રકૃતિ બ્રહ્મ રે, સબલ ગુરૂ સર્વ દિસે;
ચિદાનંદ સ્વરૂપે રે, પૂરણ ગુરૂ સત્ય દિસે. આતમ. ૨

આતમ ગુરૂમાં પ્રગટના, અનંત ધર્મો જાણ;
અનંત ધર્મો પ્રગટશે, આતમ ગુરૂ પ્રમાણ,
પૂર્ણ વૈરાટ રૂપેરે, ગુરૂ સહુ વિશ્વ સદા;
ગુપ્ત જાહેર ગુરૂજી રે, અયોગ્ય ન દેખે કદા. આતમ. ૩

સત્ય સનાતન ગુરૂવિષે, જૈનધર્મ રહ્યા સર્વ;
જૈનધર્મને જૈન છે, આતમ ગુરૂ અગર્વ,
આતમ ગુરૂમા સમાયાં રે, સકલ દર્શન સમજો;
તાણાતાણ વિવાદ રે, ત્યજી ગુરૂમા રમજો. આતમ. ૪

આતમ ગુરૂની ન નાત છે, આતમ ગુરૂની ન જાત;
આતમ ગુરૂનો ન વર્ણ છે, વેષ લિંગરીત ભાત,
સહુમાં છે ને સહુથી રે, આતમ ગુરૂ ન્યારા સદા;
નિરાકાર સાકાર રે, મરે નહીં આવી કદા. આતમ. ૫

પરબ્રહ્મ મહાવીર છે, જગદ્ ગુરૂ ભગવાન;
વર્તમાન વર્તે ગુરૂ, દેહ સહિત ગુણવાન,
ગુણકર્મથી યોગીરે, અયોગી નિત્ય પ્રભુ;
સહુ કર્તા અકર્તા રે, ગુણાતીત સર્વ વિભુ. આતમ. ૬

સાખી

વિશ્વ ગુરૂની શક્તિયો, રહી નિજ ગુરૂની માંહ્ય;
ઓછું ગુરૂમાં ન દેખનો, અધિક ન દેખો ક્યાંય,
નિજગુરૂમાં જે રહિયું રે, તેવું સહુ વિશ્વ વિષે;
નિજ ગુરૂમાં ન જે છે રે, અહો તે ન અન્ય દિસે. આતમ. ૭

પૂર્ણ સનાતન હિત સદા, બોધક હિત સર્વત્ર;
સત ઉત્પત્તિ જેહમાં, પ્રગટ નિત્ય છે યત્ર,
ઉપાસન સર્વ છે રે, ગુરૂ બ્રહ્મ જિન દેવ;
બુદ્ધિસાગર ગુરૂની રે, કરે સન્ત જન સેવ. આતમ. ૮

( ૨૭ )

## सत्यब्रह्मरूपगुरुनी स्तुति.

અંબા તટ તપોવનમાંરે—એ રાગ.

સત્ય બ્રહ્મ ગુરૂ છે રે, અસત્ નહિં ગુરૂ ક્યારે.
માયા પ્રકૃતિ સાથેરે, ગુરૂજી તરે તારે;
તમથી સત્ય પ્રકાશમાં, જ્ઞાની ગુરૂ લેઇ જાય.
અસત્ થકી સતમાં ગુરૂ, લેઇ જાય સદાય;
સત્ય પ્રેમ ને જ્ઞાન રે, ગુરૂજી સમર્પે ખરૂં.
આદિ અંત ન જેનો રે, સનાતન દિલમાં ધરૂં. સત્ય. ૧

સત્ય પ્રેમ ને જ્ઞાનવણ, મળે નહી મહાવીર,
લોક લાજ ભય પરિહરી, પામે ગુરૂને ધીર.
દુનિયાથી જે બ્હીતા રે, ગુરૂ સંગ તે ન લહે;
બાહ્ય કીર્તિ પ્રતિષ્ઠા રે, ચહે તે ન ગુરૂને ચહે. સત્ય. ૨

ગુરૂ સંગત કરવા વિષે, દુનિયાના અપવાદ.
ભય આદિ નહીં મન ગણે, સુંઝતાં બહુ ખાદ.
પડે દુનિયા જો સ્હામી રે, ત્હોંયે નહીં ગુરૂને ત્યજે;
મૂકે કલંક કરોયે રે, ત્હોયે ગુરૂ ટેકે ભજે. સત્ય. ૩

સદ્ગુરૂ સંગની આગળે, માને વીજું ધૂળ;
આબરૂ ધન આદિ ત્યજી, રહે સદા ગુરૂકુલ.
લોક નામાદિ સંજ્ઞારે, ત્યજે ત્યારે ગુરૂજી મળે;
બાહ્યાચારની રૂઢી રે, ત્યજે ત્યારે વાન વળે. સત્ય. ૪

ગુરૂ વિના સર્વે મળે, તો પણ માને દુઃખ;
ગુરૂ સંગે સહુ જાતનું, માને મનમાં સુખ.
એવો નિશ્ચય જેનો રે, તેને ગુરૂ તુર્ત મળે;
પરમાનંદ જ્યોતે રે, સ્વભાવે સમાઇ ભળે. સત્ય. ૫

ગુરૂ હૃદયમાં શાસ્ત્ર સહુ, માને જે નિર્ધાર;
ગાડરિયા પ્રવાહમાં, ભળે નહીં તલભાર,
મરવામાં મોટાઈ રે, ગુરૂ હુકમે જે ગણે;
વેષાચારાદિ ભેદે રે, ગુરૂમાં ન ભેદ ભણે. સત્ય. ૧

ગુરૂ વચન આચારમાં, માને સઘળું સત્ય;
ગુરૂ વિનયની મૂર્તિ જે, સમજે કૃત અકૃત્ય.
ગુરૂ આજ્ઞાએ ધર્મ રે, ગણી જેહ કાર્ય કરે;
બુદ્ધિસાગર ગુરૂની રે, કૃપા ચઢે સત્ય ખરે. સત્ય. ૨

( ૨૮ )

## સદ્ગુરુની શિષ્યભક્તોને શિક્ષા.

સદ્ગુરૂ ઉપદેશે ભક્તોને, શિષ્યોને હિત શીખ, એને;
સર્વ ધર્મનાં સઘળાં સત્યો, પ્રેમે પ્રગટે ઠીક. એને, ૧

સર્વ જીવો પર પ્રેમ કરૂણા, આત્મિક બુદ્ધિ ધર્મ, એને;
સત્ય પ્રેમ સાગરમાં ક્રીડા, કરવી ધર્મનું મર્મ, એને. ૨

પ્રેમ સમાધિથી સહુ આધિ, વ્યાધિ ઉપાધિ વાર, એને;
વિશુદ્ધપ્રેમામૃત ગુરૂ પ્યાલા, પીને રહું હાર. એને. ૩

એકાત્મા સદ્ગુરૂજી સાચા, તનુ દેવળ મહાવીર, એને;
સકલ પ્રાણીમાં પ્રેમ મહાવીર, સંઘ અનુભવ પીર, એને ૪

સર્વ વિશ્વના સર્વ સ્થાનમાં, સત્તાએ મહાવીર, એને;
સર્વત્ર મહાવીર રહ્યા છે, ચિત્ સત્તાએ હિત, એને ૫

પિંડે તેવું છે બ્રહ્માંડે, વીર ગંધ ભગવાન્, એને;
તેની સત્તા સર્વ જીવોમાં, વીર્ય ને દર્શન જ્ઞાન, એને ૬

ગુરૂ વિના કોઈ કામ ન કરવી, અન્ય સત્તા નય પક્ષ એને;
સર્વોત્કર્ષમાં ગુરૂ જીવંતા, નિશ્ચયે તેહ અસત્ય, એને

દિલમાંહિ સદ્ગુરૂ બિરાજે, સંભાર્યોની વાર, જોને;
પ્રેમે પ્રગટે પૂર્ણસ્વરૂપે, પડે ન હેવા બહાર, જોને. ૮

પ્રેમ યોગમાં ધારો ત્યાં તે, પ્રગટે છે તત્કાલ, જોને;
અસદ્ ઉપાધિના સહુ બોજા, આત્મ ગુરૂમાં ન ધાર, જોને. ૯

આત્મગુરૂજી ધારો તેવા, નિજભાવે દેખાય, જોને,
જેવા ભાવે પૂજે તેવા, અન્તરૂમાં પ્રગટાય, જોને. ૧૦

તુચ્છપણું કલ્પો ન ગુરૂમાં, વ્હેમ ન લાવો લેશ, જોને;
સચ્ચિદાનંદ ગુરૂજી આતમ, જરા ન તેને કલેશ, જોને. ૧૧

આતમ ગુરૂ પાસે મન ચેલો, રહે અનાદિ કાલ, જોને;
આતમમાં લયલીન થતાં તે, ભૂલે દુઃખના ખ્યાલ, જોને. ૧૨

આતમ ગુરૂમાં મનની સ્થિરતા, પ્રેમ વિના નહીં થાય, જોને;
કોટિ સાધન સાધે તો પણ, આવે નહીં મન હાથ, જોને. ૧૩

માટે પ્રેમાગ્નિ પ્રગટાવો, બાળો કર્મનાં કાષ્ઠ, જોને;
પૂર્ણ પ્રેમથી આતમમાં મન, લીન બને નહીં ભ્રષ્ટ, જોને. ૧૪

ગુરૂમાં પ્રેમ જગાવો સંતો, કરો કર્મ વ્યવહાર, જોને,
પ્રેમબળે સુરતા સંધારો, નિશ્ચય છે નરનાર, જોને. ૧૫

પ્રેમથકી પ્રભુ દર્શન મેળો, દુઃખ અનંતાં દૂર, જોને;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પ્રભુજી, પ્રેમે હજરા હજુર. જોને. ૧૬

---

પ્રેમી લઘુ બાળકના જેવા, ભકતો શિષ્યો થાય, જ્યારે;
અરસ પરસમાં સ્વર્ગને સિદ્ધિ, પરમાનંદ પ્રગટાય, ત્યારે ૮
ડગલે ડગલે પ્રેમ સમાધિ, અનંત યજ્ઞ ફલ હોય, ત્યારે;
સાત્વિક પ્રેમી ભકતો શિષ્યો, બંધાતા નહીં કયાંય, કયારે. ૯
વીર ઉપર ગૌતમની પ્રીતિ, તેવી પ્રીતિ થાય, જ્યારે;
હૃદયશુદ્ધિ પ્રગટે ને સર્વે, જ્ઞાનો ઘટ પ્રગટાય, ત્યારે. ૧૦
પિયુ પિયુ પોકારે પપૈયો, મેઘની સાથે પ્રેમ, જેને;
ગુરૂ પર એવો પ્રેમ પ્રગટતાં, ગુરૂમય જીવન ક્ષેમ, જેને. ૧૧
ગુરૂપ્રેમી નર નારી મનમાં, હોય સ્વર્ગને સિદ્ધિ, જેને;
ગુરૂમાં લીન થએલા ભકતો, પામે સર્વે ઋદ્ધિ,જેને, જેને ૧૨
ગુરૂને મૂકી દરિયા ડુંગર, પાતાળે આકાશ, જેને;
મળે નહીં ઇશ્વરને મુક્તિ, ધર મનમાં વિશ્વાસ, જેને. ૧૩
ગુરૂ પ્રભુરૂપ દેખે ત્હેને, ક્ષણમાં હોય, સમાધિ, જેને;
દરિયા ડુંગર આકાશે ને, પાતાળે નહીં બોધ, જેને. ૧૪
ગુરૂ ભકતોને માયા દેવી, કરે નહીં આવર્ણ, જેને;
દેવ દેવીઓ કરે ન વિઘ્નો, કરે ગુરૂનું શર્ણ, જેને. ૧૫
દુનિયા લાગે જૂઠ મરેલી, અમર ગુરૂ એક ભવ્ય, જેને;
અસત્ વિષે રહેતો નિર્લેપી, કરતો સર્વે કૃત્ય, જેને. ૧૬
સાચાં વ્હાલા સદ્ગુરૂ લાગે, સદેહી ભગવાન્, જેને;
હરતાં ફરતાં કાર્ય કરંતાં, ગુરૂ સમાધિ તાન, જેને. ૧૭
પરમ મિત્ર સદ્ગુરૂજી વ્હાલા, ગમે ન બીજું કાંઇ, જેને;
શિષ્યોને ભકતોની સાથે, જીવન્મુક્તિ આંહી, જેને. ૧૮
ગુરૂ બ્રહ્મનો ઐકય અનુભવ, પર પ્રેમના યોગ, જેને;
તત્ત્વમસિ સોહં સદ્ગુરૂજી, સર્વબ્રહ્મ સંયોગ, જેને.. ૧૯
સર્વ દેશી સદ્ગુરૂજી વ્યાપક, સર્વ વિચારાચાર, જેને;
બુદ્ધિસાગર ગુરૂજી પ્રેમે, સર્વ ભજો નર નાર, જેને. ૨૦

---

( ૧૦ )

## ગુરુ સાથે પ્રેમ લગની.

લગની લાગી ગુરૂજી ત્હારી, પડે ન બીજે ચેન, એને.
તુજ પ્રીતિ રસ ચઢી ખુમારી, તેની ઓગજ ઘેન, એને    લગની. ૧
તુજ વણ સ્વર્ગ ન ઇન્દ્રનું બીજું, તુજ બહિન વૈકુંઠ એને.
તુજ વણ આનંદ રસ નહિ પડતો, સઘળું લાગે ધૂડ, એને. લગની. ૨
તુજ વાણીમાં વેદ સમાયા, સર્વ પુરાણને પન્થ, એને.
તુજ હિયમાંહિ સર્વ સમાયું, પ્રગટ્યા સઘળા ગ્રન્થ, એને. લગની. ૩
મારે તો મન તમ છો સઘળું, વિશ્વ જીવન આધાર, એને,
દુનિયા માને વા ના માને, તેની નહીં દરકાર, એને.    લગની ૪
આશામાં આશા ગુરૂજી છો, સોંપ્યું તમને સર્વ, એને;
તુજબણ બીજું સ્વપ્ન લાગ્યું, રહ્યા ન માયા ગર્વ, એને. લગની. ૫
દીલ મંદિરમાં ગુરૂ બિરાજે, બીજાનું નહીં કામ, એને;
મન માને તે દુનિયા બકશે, તુજ વણ નહિ કો ઠામ. એને લગની. ૬
સત્ય પ્રેમ ત્યાં રહેમ સદા છે, પ્રીતિ ત્યાં નહીં ભીતિ. એને;
જ્યાં પ્રીતિ ત્યાં રીત નબીજી, જ્યાં પ્રીતિ ત્યાં મુક્તિ. એને લગની. ૭
તુજ પ્રીતિની આગળ બીજું, કોઇ ન મીઠું જાણ, એને;
વિરલ રસો સહુ તુજ રસ પામે, તુજ સ્વરૂપ પ્રમાણ, એને. લગની. ૮
તુજ પ્રેમામૃત રસને પીતાં, મન સંતોષી રૂપ, એને.
અન્ય રસોનો સ્વાદ ન ગમતે, અનુભવ દિલ પ્રગટ્યા, એને લગની. ૯
ચાંખડીએ પ્રેમ શું જાણે, જડ વિષયોના દાસ, એને;
આરસપરસમાં જાગી પ્રીતિ, જાગી રામે આશ, એને.    લગની ૧૦
તુજ અણુ અણુમાં વિશ્વ અનંતાં, અનંત જ્યોતિ નૂર, એને;
અરજ. સેવક ગુરૂ મહાવીર, પરબ્રહ્મ રસ પૂર, એને.    લગની. ૧૧
તુજ ટને નહીં જન્મ મરણ છે, ટળે ન આતમ રૂપ, એને;
જ્યાં ત્યાં દેખું તુજને ન્હાલા, અનંત શુદ્ધિ સ્વરૂપ, એને. લગની. ૧૨

સર્વ વૃત્તિયો ગોપીયોને, ગુરૂ આતમ ગોપાળ, જોને;
પર્યાયોને ગુણ સૃષ્ટિનો, સમય સમય પ્રતિપાલ, જોને. લગની. ૧૩

અંતર બાહિર સ્થુલ સૂક્ષ્મમાં, ઝગઝગતી ગુરૂ જ્યોત, જોને,
તુજ કૃપા ઉતરો મુજ ઉપર, પ્રગટો જ્ઞાનોદ્યોત. જોને લગની. ૧૪

ભક્તોના બેલી ગુરૂજી, ભક્તાધીન ભગવાન્, જોને;
બુદ્ધિસાગર ગુરૂજી સ્હાયે, આવે જગ સુલ્તાન, જોને. લગની. ૧૫

---

( ૩૧ )

## आंतरसत्य प्रेमगुरु गान.

ભક્તોના શિષ્યોનાં લક્ષણ, સત્ય પ્રેમમાં સર્વ, જોને;
પ્રેમ ઉછળતો તનમાં મનમાં, રહે ન ખોટો ગર્વ, જોને. ભ. ૧

આનંદરૂપે દુનિયામા સહુ, સાત્વિક પ્રેમે હોય, જોને;
જીવન મરણમા આનંદ લાગે, આનંદ વણ નહિ, કોય. ભ. ૨

સર્વરૂપમય ગુરૂજી લાગે, ગુરૂનું આનંદ રૂપ, જોને;
સૌન્દર્ય પ્રભુમય જીવનમાં, દેખે નિજને ભુપ, જોને. ભ. ૩

વિશુદ્ધપ્રેમ જ સત્ય ગુરૂ છે, પ્યાર વિના નહિ કાંઇ, જોને:
પ્રકટ પ્રેમમય સદ્‌ગુરૂ સાચા, દેખો દિલથી આંહી, જોને. ભ. ૪

સાક્ષી આતમ ગુરૂનો આતમ, રહે નહીં સંતાઇ, જોને;
દુર્ગુણ દોષોની ભ્રાન્તિયો, પશુ સૃષ્ટિમાં રહાઇ, જોને, ભ. ૫

પ્રેમ વિના દોષોને દુર્ગુણ. જૂવે નરને નાર, જોને;
સમકિત પ્રેમે ગુણમય સૃષ્ટિ, સ્વર્ગીય અવતાર, જોને ભ. ૬

સત્ય પ્રેમ નહિ છપે ક્યારે, ઘાલો જો પાતાલ, જોને;
સત્ય પ્રેમ છે ધર્મ મઝાનો, ગુરૂજીને દરબાર, જોને ભ. ૭

આનંદ નિશ્ચય પ્રેમ પ્રતીતે, ન કશું છાનું રહાય, જોને;
ખેંચાતાં દિલ કોઇ ન વાતે, સહેજે ખુલ્લાં થાય, જોને. ભ. ૮

સત્ય પ્રેમમય બ્રહ્મ પ્રકાશે, ત્યાં નહિ દુર્ગુણ દોષ, જોને;
સત્ય પ્રેમમય ગુરૂજી ઘટમાં, કરવે. તેનો પોષ, જોને    બ. ૯
સઘળા ધર્મો પ્રેમ વિષે છે, પ્રેમ થકી પ્રગટાય જોને;
પ્રેમ વિનાનાં જીવો મડદાં, જેવાં જોતાં જણાય, જોને    બ. ૧૦
પ્રેમાભાવ તે મરણ પિછાણો, પ્રેમ તે જીવન જાણ, જોને;
પ્રેમ સ્વર્ગમાં જીવો દેવો, દેવીઓ સુખ ખાણ, જોને    બ. ૧૧
કામભોગમાં મૈથુનમાંહિ, વિશુદ્ધ પ્રેમ ન જાણ, ક્યારે;
ગુરૂ પ્રગટીને જ્ઞાન બતાવે, અનુભવ મનમાં આણ, ભારે. બ.૧૨
સઘળી બ્રાન્તિ વેગે છંડી, એક દિલથી ભાવ, જોને.
પ્રેમ વૃત્તિયો સઘળી ગુરૂની, પાસે જલ્દી લાવ, જોને.    બ. ૧૩
પ્રકટ સાચા પ્રેમ વિનાનાં, મડદાંને જીવાડ, પ્રેમે;
પ્રેમ જીવનને ફુંકી પ્રેમે, જીવોને ઉદ્ધાર. રહેમે    બ. ૧૪
વિશુદ્ધ વ્યાપક સત્ય પ્રેમમય, પ્રભુજી સઘળે દેખ, જોને;
બુદ્ધિસાગર ગુરૂ જીવંતા, જીવાડે સહુ વિશ્વ, જોને    બ. ૧૫

---

( ૩૨ )

## सत्यात्म गुरुस्वीकार.

વરોને પ્રેમી સદ્ગુરૂ વ્હાલા, પ્રેમતણા અવતાર, જોને;
જ્ઞાનધ્યાને પ્રેમ જ પ્રગટે, આનંદ ગુરૂ સાકાર, જોને. વરોને.    ૧
વિશુદ્ધ પ્રેમજ દેખો જ્યાં ત્યાં, સદ્ગુરૂ આનંદ રૂપ. જોને;
કાયા ઈન્દ્રિય મન આતમમાં, પ્રકટ પ્રેમ જગભૂપ, જોને. વરોને.    ૨
આતમ પ્રેમનો દરિયો ઉછળી, મન કાયા ઉભરાય, જોને;
આવિર્ભાવે એવા ગુરૂજી, દિલમાંહી પરખાય, જોને    વરોને. ૩
વ્હાલા દેહપતિ આતમ છે, સુખના ભોક્તા એક, જોને;
આનંદ વેદે તે સદ્ગુરૂજી, પ્રભુ ન બીજો દેવ, જોને    વરોને ૪

આનંદ માટે જે સહુ કરનો, આતમ ગુરૂજી માન, પોતે;
નહિ મંદિરમાં નહી મસજીદે, એનું જ્ઞાન જ સ્થાન, જ્યોતે.વરોને. ૫
દુભવવા નહિ ગુરૂને કયારે, સંતાપો નહિ લેશ, કયારે;
નવધા ભકિત એની કરવી, નાસે નેથી કલેશ. ભારે વરોને. ૬
સર્વ રૂપને સર્વનામ છે, એનાં જગમાં જાણ, જેને;
નર નારી આદિ સહુ રૂપે, વિલસે જગનું માન, એને. વરોને. ૭
ગુરૂની સાથે મસ્ત બનીને, ભૂલે જગનું ભાન, પ્રોતે;
ભણ્યું ગણ્યું ભૂલી જગભાનજ, કરોને એનું જ્ઞાન, હેતે. વરોને. ૮
ન્હાના બાળક જેવા થાઓ, ભૂલી મોહનું ભાન, વેગે;
આનંદમય સદ્ગુરૂજી ત્યારે, અનુભવાશે જ્ઞાન-, યોગે. વરોને. ૯
વ્યવહારે કલ્પેલાં રૂઢિ,બંધન સઘળાં ત્યાગ, પ્રેમે;
બંધન મુક્તિ બેને છંડી, કર આતમ પર રાગ, રંગે. વરોને. ૧૦
આતમ ગુરૂનો હસ્ત ગ્રહંતાં, ગમે ન જડની સાથ, જેને;
આતમ આતમને આકર્ષે, મળતો ઘાતોઘાત, જેને. વરોને. ૧૧
આતમ સાથે આતમ પ્રીતિ, તે સાચુ વ ઠ, જેને;
આતમ ગુરૂને આતમ ચેલો, બાકી જડ સહુ જડ, જેને. વરોને. ૧૨
ગુરૂને દીઠાં હર્ષ ન માવે, હરખે ઘાતોઘાત, જેને;
મનવાણી કાયામાં ગુરૂની, જ્યોતિથી રળિયાત, જેને વરોને. ૧૩
ગુરૂની કાયા પ્રભુ સમ લાગે, સ્પર્શે પ્રેમ અનંત, જેને;
ગુરૂને સઘળું સ્વાર્પણ થાતું, જાણે ભકતો સંત, જેને. વરોને. ૧૪
જ્ઞાને એવા આતમ ગુરૂજી, વરિયા પ્રગટયો પ્રેમ, જેને;
ભેદ ખેદને કલેશ રહ્યા નહિ, રહયા ન તપ જપ નેમ, જેને.વરોને.૧૫
ગુરૂ મળ્યાથી પૂર્ણયોગ છે, રહ્યું ન સાધન કામ, જેને;
બુદ્ધિસાગર સદ્ગુરૂ મળિયા, ઠરિયો નિશ્ચય ઠામ, જેને. વરોને. ૧૬

( २३ )

## गुरु प्रेमीओने भक्तोनुं स्वयं आमंत्रण.

પધારજો પધારજો પધારજોરે, ગુરૂ પ્રેમીઓ અહિંયાં પધારજો;
આવતાં અહીં ઝટ વારજોરે નગુરાઓને દૂરે વારજો.
ગુરૂની નિન્દા કરે જે પાપી, મુખ ન તેનું ભાળજોરે ગુરૂ. ૧
ક્ષણિક મનના ધાવ ઘુસણિયા, મૂર્ખાઓને દૂર કાઢજોરે ગુરૂ ૨
ગુરૂના દ્વારમાં પ્રેમે પ્રવેશ છે, વ્હેમી પ્રવેશને વારજોરે ગુરૂ ૩
ઢેર હરાયાં ભટકણ શીલા, પાસે તેઓને ન લાવજોરે ગુરૂ ૪
સમાં કુટુંબનું સ્નાન કરીને, અધ્યાસ ખાખ બનાવજોરે ગુરૂ ૫
ઉંચને નીચના ભેદને છંડી, અગર પીને સુહાવજોરે ગુરૂ. ૬
પ્રેમ વિશ્વાસ રૂપ યજ્ઞમાં કીર્તિ. હોમીને રાખ ભરી લાવજોરે ગુરૂ ૭
દુનિયાનું સિંધુ ઉંધુ મહીને, ઉંધામાં સિંધુ મહાવજોરે ગુરૂ. ૮
કપટ છંદતાપથી ભક્ત પરીક્ષા, કરીને સંગે ચઢાવજોરે ગુરૂ. ૯
મરીને પહેલા પછી જીવાડી, ગુરૂના હાથે જડાવજોરે ગુરૂ. ૧૦
જીવતાં મશુઓ જેના હૃદયમાં, તેઓને યજ્ઞે હોમાવજોરે ગુરૂ. ૧૧
. ઉંધી પરીક્ષાથી ભરમાવી, મૂઢોને દૂર ભગાવજોરે ગુરૂ ૧૨
કાચા પોચા ગુરૂદ્વારમાં ન આવે, એવા ઉપાયો રચાવજોરે ગુરૂ ૧૩
પાકા જણાતા ભક્તોને પૂજી, બહુ સન્માને વધાવજોરે ગુરૂ. ૧૪
દેખે ન દિલડું નગુરા જનોને, એકાકાર થઇ આવજોરે ગુરૂ. ૧૫
કીર્તિપ્રતિષ્ઠાધનના પૂજારો, દુષ્ટોને સાથે ન લાવજોરે ગુરૂ. ૧૬
ગુરૂ પરબ્રહ્મ સાગરમાં ડુબકી, મારીને લની્એ આવજોરે ગુરૂ. ૧૭
ગુરૂ પરબ્રહ્મ દ્વાર પગથીયે, લોકોને પ્રેમે ચઢાવજોરે ગુરૂ. ૧૮
સૌહુને સાચાં સત્ય જણાવને, પચે જ એટલું બતાવજોરે ગુરૂ. ૧૯

આનંદ માટે જે સહુ કરનો, આતમ ગુરૂજી માન, પોતે;
નહિ મંદિરમાં નહી મસજીદે, એનું જ્ઞાન જ સ્થાન, જ્યોતે.વરોને. ૫

દુભવવા નહિ ગુરૂને કયારે, સંતાપો નહિ લેશ, કયારે;
નવધા ભક્તિ એની કરવી, નાસે નેથી ક્લેશ, ભારે  વરોને. ૬

સર્વ રૂપને સર્વનામ છે, એનાં જગમાં જાણ, જેને;
નર નારી આદિ સહુ રૂપે, વિલસે જગનું માન, એને.  વરોને. ૭

ગુરૂની સાથે મસ્ત બનીને, ભૂલો જગનું ભાન, પ્રોતે;
ભણ્યું ગણ્યું ભૂલી જગભાનજ, કરોને એનું જ્ઞાન, હેતે. વરોને. ૮

ન્હાના બાળક જેવા થાઓ, ભૂલી મોહનું ભાન, વેગે;
આનંદમય સદ્ગુરૂજી ત્યારે, અનુભવાશે જ્ઞાન-, યોગે.  વરોને. ૯

વ્યવહારે કલ્પેલાં રૂઢિ, બંધન સઘળાં ત્યાગ, પ્રેમે;
બંધન મુક્તિ એને છંડી, કર આતમ પર રાગ, રંગે.  વરોને. ૧૦

આતમ ગુરૂનો હસ્ત ગ્રહંતાં, ગમે ન જડની સાથ, જેને;
આતમ આતમને આકર્ષે, મળતો ઘાતોઘાત, એને.  વરોને. ૧૧

આતમ સાથે આતમ પ્રીતિ, તે સાચુ વ  ડ, જેને;
આતમ ગુરૂને આતમ ચેલો, બાકી જડ સહુ જૂઠ, એને. વરોને. ૧૨

ગુરૂને દીઠાં હર્ષ ન માવે, હરખે ઘાતોઘાત, જેને;
મનવાણી કાયામાં ગુરૂની, જ્યોતિથી રળિયાત, એને  વરોને. ૧૩

ગુરૂની કાયા પ્રભુ સમ લાગે, સ્પર્શે પ્રેમ અનંત, જેને;
ગુરૂને સઘળું સ્વાર્પણ થાતું, જાણે ભક્તો સંત, એને. વરોને. ૧૪

જ્ઞાને એવા આતમ ગુરૂજી, વરિયા પ્રગટ્યો પ્રેમ, જેને;
ભેદ ખેદને ક્લેશ રહ્યા નહિ, રહયા ન તપ જપ નેમ, એને.વરોને.૧૫

ગુરૂ મળ્યાથી પૂર્ણયોગ છે, રહ્યું ન સાધન કામ, જેને;
બુદ્ધિસાગર સદ્ગુરૂ મળિયા, ઠરિયો નિશ્ચય ઠામ, એને. વરોને. ૧૬

---

( ૩૩ )

## गुरु प्रेमीओने भक्तोनुं स्वघरे आमंत्रण.

પધારજો પધારજો પધારજોરે, ગુરૂ પ્રેમીઓ અહિંયાં પધારજો;
આવતાં અહીં ઝટ વારજોરે નગુરાઓને દૂરે વારજો.
ગુરૂની નિન્દા કરે જે પાપી, મુખ ન તેનું ભાળજોરે ગુરૂ. ૧
ક્ષણિક મનના ઘાણ ઘુસણિયા, મૂર્ખાઓને દૂર કાઢજોરે ગુરૂ ૨
ગુરૂના દ્વારમાં પ્રેમે પ્રવેશ છે, વ્હેમી પ્રવેશને વારજોરે ગુરૂ ૩
ઢેર હરાયાં ભટકણ શીણા, પાસે તેઓને ન લાવજોરે ગુરૂ ૪
સગાં કુટુંબનું સ્નાન કરીને, અભ્યાસ ખાખ બનાવજોરે ગુરૂ ૫
ઉંચને નીચના ભેદને છંડી, સાગર પીને સુહાવજોરે ગુરૂ. ૬
પ્રેમ વિશ્વાસ રૂપ યજ્ઞમાં કીર્તિ. હોમાંને રાખ ભરી લાવજોરે ગુરૂ ૭
દુનિયાનું સિધુ ઉંધુ ગણીને, ઉંધામા સિધુ ગણાવજોરે ગુરૂ. ૮
કષ્ટ છેદતાપથી ભક્ત પરીક્ષા, કરીને સંગે ચઢાવજોરે ગુરૂ. ૯
મારીને પહેલા પછી જીવાડી, ગુરૂના હાથ ઝલાવજોરે ગુરૂ. ૧૦
જીવતાં પશુઓ જેના હૃદયમાં, તેઓને યજ્ઞે હોમાવજોરે ગુરૂ. ૧૧
ઉંચી પરીક્ષાથી ભરમાવી, મૂર્ખને દૂર ભગાવજોરે ગુરૂ. ૧૨
કાચા પોચા ગુરૂદ્વારમાં ન આવે, એવા ઉપાયો રચાવજોરે ગુરૂ ૧૩
પાકા જણાતા ભક્તોને પૂજી, બહુ સન્માને વધાવજોરે ગુરૂ. ૧૪
દેજો ન દિલડું નગુરા જનોને, એકાકાર થઇ આવજોરે ગુરૂ. ૧૫
કીર્તિપ્રતિષ્ઠાધનના પૂજારી, તુચ્છોને સાથે ન લાવજોરે ગુરૂ. ૧૬
ગુરૂ પરબ્રહ્મ સાગરમાં ડુબકી, મારીને તળીએ આવજોરે ગુરૂ. ૧૭
ગુરૂ પરબ્રહ્મ દ્વાર પગથીયે, લોકોને પ્રેમે ચઢાવજોરે ગુરૂ. ૧૮
ભેદુને સાચાં સત્ય જણાવજો, પચે જ એટલું બતાવજોરે ગુરૂ. ૧૯

રગોરગમાં નસોનસમાં, તમારા પ્રેમનું લોહી;
વહે છે પૂર્ણ શ્રદ્ધાએ, કરો મારૂં રૂચે જે તે. ૧૮

સમર્પણ સહુ કર્યું તમને, ભવોભવમાં તમારો છું;
અમારો તું કહો મુખથી, પછીથી ઇચ્છવાનું શું ? ૧૯

તમારા દેહની છાયા, બન્યામાં ભક્તિ છે સાચી;
તમે તે હું પછી આગળ, રહે ના હું અને તું એ. ૨૦

તમારા ચિત્તમાં આવે, અમારા ચિત્તમાં પ્રગટે;
વિચારોના સકલ તારો, પરસ્પરમાં સકલ પ્રગટે. ૨૧

પરામાં સત્ય સંકલ્પો, ઉઠે છે સદ્‌ગુરો !!! પ્રેમે;
બુદ્ધયબ્ધિ સદ્‌ગુરો ત્હારૂં, શરણ સાચું કર્યું ભાવે. ૨૨

---

## ( ૩૫ )

## ગુરુની સંગતિ.

સહીયર સુણજો રે ભગવતી સૂત્રની વાણી. એ રાગ

કરજો ગુરૂનીરે, સંગત નરને નારી-જ્ઞાની થાશોરે
ગુણ ગણના અવતારી. કરજો.

ગુરૂ દીવોને દેવતા સદ્‌ગુરૂ, બત્રીશ ઉપમા ધારી;
ગુરૂવિના જગમાં અંધારૂ, ગતિ ગુરૂની ન્યારી,
જગ ઉપકારીરે, જાઉં હું બલિહારી કરજો. ૧

દીવાથી દીવો પ્રગટાતો, જ્ઞાન ગુરૂથી આવે;
ગુરૂવિના સહુ દોષ ટળે નહીં, ગુણો પ્રગટતા ભાવે કરજો. ૨

શ્રદ્ધા પ્રેમથી ગુરૂ વચનોની, અસર હૃદય પર થાવે;
શ્રદ્ધા પ્રેમ વિનય સેવાથી, ગુરૂ રીઝે શુભ દાવે. કરજો. ૩

ગુરૂ વિનયે વિદ્યા ઘટ પ્રગટે, આશીર્વાદો ફળતા;
શાપદોષ અજ્ઞાન અવિદ્યા, દુર્ગુણ સઘળા ટળતા. કરજો. ૪

ગુરૂનો જાપ જપંતાં વહેલી, હૃદયની શુદ્ધિ થાતી;
તેથી મતિ આદિ પંચજ્ઞાનજ, લબ્ધિયો પ્રગટાવી  કરજો. ૫
નગુરા સ્વપ્ને ન મુક્તિ પામે, ઠરે નહીં એક ઠામે;
માટે સદ્ગુરૂ કરતા ભાકતો, પડે ન બીજે ભામે.  કરજો. ૬
ટાળો આશાતના ગુરૂની સઘળી, કરો વિનય બહુમાન;
પૂજો ધ્યાવો ગાવો ગુરૂને, નિશ્ચય પ્રગટે જ્ઞાન.  કરજો. ૭
વારંવાર કરી ગુરૂ બદલે, બુદ્ધિ સ્થિર નહિં જેની;
અહમ્ ત્યાગમાં આશાવત્ જે, કરો પ્રતીત ન તેની.  કરજો. ૮
પાખંડીઓ નિજમુક્તિ જાણેને, શાસ્ત્રોથી ભરમાવે;
તોપણ આતમ ગુરૂ નહીં છંડે, તે નિશ્ચય સુખ પાવે.  કરજો ૯
ગુરૂ ઉપર નિજ શ્રદ્ધા ભક્તિ, ફૂટતી વાત ન છાની;
માટે એક ગુરૂને સેવો, નિન્દા કરો ન બીજાની.  કરજો. ૧૦
ગુરૂ કહે તે કરવું પ્રેમે, ગુરૂ કરે તે ન કરવું;
અનુકરણ સમજીને કરવું, આશયને અનુસરવું.  કરજો. ૧૧
સાચા ગુરૂ ભક્તોની સહાયે, આવે દેવીઓ દેવો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પ્રેમે, પૂજા કરીને સેવો.  કરજો. ૧૨

---

( ૩૧ )

पायर्यो गुरु पायो सहाय नहि.

ધન ધન સંપ્રતિ સાચો રાજા એ રાગ

ગુરૂ પામે નહીં પામર પ્રાણી, અજ્ઞાની મદ ભૂરે રે;
નાસ્તિક વેષ ક્રિયાન્તર મોટી, મનડું કપટે કૂડ રે.  ગુરૂ. ૧
આપ મતીલો ને સ્વચ્છંદી, સ્વાર્થે રહે મગરૂર રે;
ગુરૂમાં દોષ જુવે મદ નિન્દક, સમજે નહીં નિજભૂલ રે. ગુરૂ. ૨
ગુરૂની રીત જાણે નહીં ભારી, ક્રોધીને અહંકારી રે;
ગુરૂ ઉપકાર ન જાણે ફોગટ, જાહેરથી નર નારી રે.  ગુરૂ. ૩

રગોરગમાં નસોનસમાં, તમારા પ્રેમનું હોડી;
વહે છે પૂર્ણ શ્રદ્ધાએ, કરો મારૂં રૂચે જે તે. ૧૮

સમર્પણ સહુ કર્યું તમને, ભવોભવમાં તમારો છું;
અમારો તું કહો મુખથી, પછીથી ઇચ્છવાનું શું ? ૧૯

તમારા દેહની છાયા, બન્યામાં ભક્તિ છે સાચી;
તમે તે હું પછી આગળ, રહે ના હું અને તું એ. ૨૦

તમારા ચિત્તમાં આવે, અમારા ચિત્તમાં પ્રગટે;
વિચારોના સકલ તારો, પરસ્પરમાં સકલ પ્રગટે. ૨૧

પરામાં સત્ય સંકલ્પો, ઉઠે છે સદ્ગુરો !!! પ્રેમે;
બુદ્ધયબ્ધિ સદ્ગુરો ત્હારૂં, શરણ સાચું કર્યું ભાવે. ૨૨

---

( ૩૫ )

## ગુરુની સંગતિ.

સહીયર સુણજો રે ભગવતી સૂત્રની વાણી. એ રાગ.

કરજો ગુરૂનીરે, સંગત નરને નારી–જ્ઞાની થાશોરે
ગુણ ગણુના અવતારી. કરજો.

ગુરૂ દીવાને દેવતા સદ્ગુરૂ, બત્રીશ ઉપમા ધારી;
ગુરૂવિના જગમાં અંધારૂ, ગતિ ગુરૂની ન્યારી,
જગ ઉપકારીરે, જાઉં હું બલિહારી કરજો. ૧

દીવાથી દીવો પ્રગટાતો, જ્ઞાન ગુરૂથી આવે;
ગુરૂવિના સહુ દોષ ટળે નહીં, ગુણો પ્રગટતા ભાવે કરજો. ૨

શ્રદ્ધા પ્રેમથી ગુરૂ વચનોની, અસર હૃદય પર થાવે;
શ્રદ્ધા પ્રેમ વિનય સેવાથી, ગુરૂ રીઝે શુભ દાવે. કરજો. ૩

ગુરૂ વિનયે વિદ્યા ઘટ પ્રગટે, આશીર્વાદો ફળતા;
શાપદોષ અજ્ઞાન અવિદ્યા, દુર્ગુણ સઘળા ટળતા. કરજો. ૪

ગુરૂનો જાપ જપંતાં વહેલી, હૃદયની શુદ્ધિ થાતી;
તેથી મતિ આદિ પંચજ્ઞાનજ, લબ્ધિયો પ્રગટાતી. કરજો. ૫
નગુરા સ્વર્ગ ન મુક્તિ પામે, ઠરે નહીં એક ઠામે;
માટે સદ્ગુરૂ કરતા ભક્તો, પડે ન બીજે ભામે. કરજો. ૬
ટાળો આશાતના ગુરૂની સઘળી, કરો વિનય બહુમાન;
પૂજો ધ્યાવો ગાવો ગુરૂને, નિશ્ચય પ્રગટે જ્ઞાન. કરજો. ૭
વારંવાર કરી ગુરૂ બદલે, બુદ્ધિ સ્થિર નહિં જેની;
અહણ ત્યાગમાં બાલકવત્ જે, કરો પ્રતીત ન તેની. કરજો. ૮
પાખંડીઓ નિજયુક્તિ બળેને, શાસ્ત્રોથી ભરમાવે;
તોપણ આતમ ગુરૂ નહીં છંડે, તે નિશ્ચય સુખ પાવે. કરજો ૯
ગુરૂ ઉપર નિજ શ્રદ્ધા ભક્તિ, ફળતી વાત ન છાની;
માટે એક ગુરૂને સેવો, નિન્દા કરો ન બીજાની. કરજો. ૧૦
ગુરૂ કહે તે કરવું પ્રેમે, ગુરૂ કરે તે ન કરવું;
અનુકરણ સમજીને કરવું, આશયને અનુસરવું. કરજો. ૧૧
સાચા ગુરૂ ભક્તોની સ્હાયે, આવે દેવીઓ દેવો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પ્રેમે, પૂજા કરીને સેવો. કરજો. ૧૨

---

( ૩૬ )

## पामरर्थी गुरु पामी शकाय नहि.

ધન ધન સંપ્રતિ સાચો રાજા એ રાગ

ગુરૂ પામે નહીં પામર પ્રાણી, અજ્ઞાની મહા મૂઢરે;
નાસ્તિક વેષ ક્રિયાચાર મોહી, મનડું કપટે ગૂઢ રે. ગુરૂ. ૧
આપ મતીલો ને સ્વચ્છંદી, સ્વાર્થે રહે મશગુલ રે;
ગુરૂમાં દોષ જુવે મહા નિન્દક, સમજે નહીં નિજભૂલ રે. ગુરૂ. ૨
ગુરૂની શીખ ગમે નહીં પ્યારી, ક્રોધીને અહંકારી રે;
ગુરૂ ઉપકાર ન જાણે ઠીઘા, જડલોભી નર નારી રે. ગુરૂ. ૩

આતમ ગુરૂનો પ્રેમ ન જાણે, જડના રાગને તાણે રે;
આતમહેતે જડ નહીં જાણે, ભૂખ્યો રહે ભરે ભાણે રે. ગુરૂ ૪

લોક લાજ ગાડરિયા પ્રવાહે, દુનિયાની રીતિએ ચાલે રે;
ગુરૂ પ્રભુ એક નિશ્ચય નહીં મન, રોજની પેઠે મ્હાલે રે. ગુરૂ ૫

આગળ જૂદો પાછળ જૂદો, બાહિર અંતર ન્યારો રે;
પ્રેમવિનાનો કઠિન હૃદયનો, જડ પૂજક અવતારો રે. ગુરૂ ૬

શ્રદ્ધા વિવેક ન નેમ ન ધારે, બોલ ન બોલે વિચારી રે;
વ્યાપક સદ્ગુરૂ પ્રેમી બને નહીં, દુર્જનતા ભંડારી રે. ગુરૂ ૭

સજ્જનતા આચારે ન ધારે, દોષની દૃષ્ટિ જે રાખે રે;
પ્રમાણીક પૂરો નહીં ટેકી, દુષ્ટ વચન જે ભાખે રે. ગુરૂ ૮

આત્મ પ્રભુ નહીં દેખે સઘળે, આત્મ ગુરૂનો ન રાગી રે;
જડરાગી પાખંડી જૂઠો, દિલમાં ન ગુરૂતા જાગી રે. ગુરૂ ૯

જડમાંહી પર બ્રહ્મ ગુરૂનો, સ્થાપના ભાવ ન ધારે રે;
વ્યાપક એકજ નિત્યજ સદ્ગુરૂ, પ્રેમ ન તેનો વિચારે રે. ગુરૂ ૧૦

ગુરૂ પર રીસ કરે શીખ દેતાં, ગુરૂની પ્રભુતા ન દેખે રે,
ગુરૂના સ્હામો પડી સહુ ગુણને, અવગુણ રૂપે પેખે રે. ગુરૂ ૧૧

ગુરૂનું જે બહુમાન કરે નહીં, ગુરૂ વંદે નહીં પૂજે રે;
ગુરૂદર્શનમાં ન પૂરણ પ્રીતિ, ગુરૂથી કલેશથી ધ્રુજે રે. ગુરૂ ૧૨

ગુરૂના સહુ આશય નહીં જાણે, ડહાપણ આપ જણાવે રે;
ગુરૂ આવે ત્યારે જાય ન સામો, પ્રેમ માન નહીં લાવે રે. ગુરૂ ૧૩

ગુરૂ આજ્ઞા વણ કાર્ય કરે સહુ, સ્વાર્થ સરે જાય આઘો રે;
ગુરૂ દ્રોહી ગુરૂ ઘાતક પાપી, નિર્લજ્જને મહાનાગો રે. ગુરૂ ૧૪

ગુરૂને વંચે જૂઠું બોલી, બીકસમે જાય ભાગી રે;
સમય ક્ષેત્રનો જાણ નહીં જે, ચ્હાય ન પ્રેમ નિરાગી રે. ગુરૂ ૧૫

ગુરૂનું જ્ઞાન ગ્રહે નહી પૂરૂં, ભમતો જે ભરમાવ્યો રે;
વિનય કરે નહીં સભ્ય નહીં જે, સમજે નહીં સમજાવ્યો રે. ગુરૂ ૧૬

ભક્ત શિષ્યના પાત્ર નહીં જે, ગુરૂ આજ્ઞાએ ન વર્તે રે;
ક્ષણ ક્ષણ મન પલટાતું જેનું, સત્યપક્ષે ન પ્રવર્તે રે. ગુરૂ. ૧૭
ગુરૂનો વાંક જુવે નહીં નિજનો, અવગુણોને ઉન્માદી રે;
ઉપજી ન ગુરૂ પર જેની લાગે, દુષ્ટને વાદ વિવાદી રે. ગુરૂ. ૧૮
દુર્જનથી સદ્ગુરૂ છે દૂરે, પ્રેમીને ગુરૂ પાસે રે;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પામે, વર્તે જે વિશ્વાસે રે. ગુરૂ. ૧૯

---

( ૨૭ )

गुरुने पामनाराओनां लक्षण.

धन धन संप्रति साचो राजा.

સદ્ગુરૂને પામે સરેખારી, પ્રેમી નર ને નારી રે;
વિનયી વિવેકી ને કહ્યાગરુ, સદ્ગુણ દૃષ્ટિ ધારી રે. સદ્ગુરૂ. ૧
ગુરૂસેવા જેના મન વ્હાલી, સત્ય પ્રેમ અવતારી રે;
કપટ ક્લેશ કદાગ્રહને ત્યાગે, ગુરૂ પદ પૂજી પૂજારી રે. સદ્ગુરૂ. ૨
છતી શક્તિએ ગુરૂનાં દર્શન, પૂજન કરી જે ધ્યાવે રે;
હરતાં ફરતાં જ્યાં બેસે ત્યાં, જપ જપી ગુણ ગાવે રે. સદ્ગુરૂ. ૩
મિથ્યા જૂઠાં દેવ દેવીને, પ્રભુની નહીં કરે પરખ રે;
જેના મનમાં એવો નિશ્ચય, પ્રેમે ગુરૂને વરવા રે. સદ્ગુરૂ. ૪
ગુરૂ રીઝે તે રીતે પ્રવર્તે, ભક્તિમાં રાખે ન ત્રુટી રે;
સ્વાર્પણ કરતો ગુરૂને પ્યારૂં, કર્મ જોરી દિલ ખાખી રે, સદ્ગુરૂ. ૫
ગુરૂથી જૂદું માન ન ઇચ્છે, ગુરૂરૂપ થઈને જીવે રે;
ગુરૂ અમરતનું પ્રેમે ખટે, ઘણ ઘણી પીવે રે, સદ્ગુરૂ. ૬
ગુરૂ દર્શન વણ ક્ષણ પણ કોટિ, વર્ષો સમ મન લાગે રે.
ગુરૂ વણ ગમ્યું ન જેને સમજું, ગુરૂ પ્રેમે ઘટ જાગે રે. સદ્ગુરૂ. ૭
પૂર્ણ ભક્તગુરૂમાં નહીં હોવે, પ્રાપ્તિ ગુણ નહીં લાગે રે;
પૂર્ણ પ્રેમમાં મસ્તાને જે, જાગે ગુરૂ વિલસે રે, સદ્ગુરૂ. ૮

ગુરૂમાં મન રાખીને સઘળાં, કાર્ય કરે સ્વાધિકારે રે;
આત્મગુરૂમાં મન ચોટાને, લયલીન થઇ જે ધારે રે. સદ્‌ગુરૂ.

સાચું ગુરૂથી સગપણ ધારે, થાય સકલ હિતકારી રે;
મત પંથ વેશાચારે ન મુંઝે, આત્મગુરૂ અવધારી રે. સદ્‌ગુરૂ.

ગુરૂને માટે અર્પે પ્રાણો, દિલમાં ભેદ ન રાખે રે;
અંતર્ બાહિર્ ગુરૂને દેખી, પ્રેમે ગુરૂરસ ચાખે રે. સદ્‌ગુરૂ.

ગુરૂ રહસ્યો છૂપાં રાખે, પ્રાણ પડે નહીં ભાખે રે;
ગુરૂથી મનડું ન છૂપું રાખે, આનંદ રસ તે ચાખેરે. સદ્‌ગુરૂ.

સદ્‌ગુરૂને પોતાની વચ્ચે, પડદો લેશ ન રાખે રે;
પડદા કરનારા દુષ્ટોને, જીતી મારી નાખે રે. સદ્‌ગુરૂ.

ગુરૂનું નામ હૃદય જીહ્વા પર, ધારી કર્મ કરંતો રે;
વિપત્તિ દુર્ભાગ્ય દશામાં, ગુરૂને નહિ વિસરંતો રે. સદ્‌ગુરૂ.

ગુરૂ હુકમથી ધર્મ ન બીજો, માને ન મુક્તિ બીજી રે;
ગુરૂની આગળ શાસ્ત્ર પંથને, માને ન બીજે રીઝી રે. સદ્‌ગુરૂ.

ગુરૂમાં પ્રેમ સમાધિ લાગે, શાન્તિ સઘળી ભાગે રે;
વર્તે ગુરૂથી સાચા રાગે, ઉંઘંતો તે જાગે રે. સદ્‌ગુરૂ.

ગુરૂ પ્રીતિ વણ દુનિયા મરેલી, તેથી લેશ ન બીવે રે.
ઘટ ઘટ સદ્‌ગુરૂ અનુભવીને, કર્મ યોગી બની જીવે રે. સદ્‌ગુરૂ.

સર્વ વેળા ગુરૂની સેવામાં, તન ધન પ્રાણ સમર્પે રે;
સર્વ વિશ્વમાં વ્યાપક સદ્‌ગુરૂ, તેને પ્રેમે તરપે રે. સદ્‌ગુરૂ.

ગુરૂમાં રાચે ગુરૂમાં માચે, દુનિયા દિવાની દેખે રે;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ જગમાં, એકજ સાચા પેખે રે. સદ્‌ગુરૂ.

આતમ ગુરૂ ઓળખ્યા પછી, વેષ ક્રિયામત પન્થ;
સઘળાં ભકતોને પરિણમે, શાસ્ત્રોમાં નિર્બંધ. અજ્ઞાની. ૧૨

વાડામાં ધર્મ પન્થના, ગુરૂ ભકતો ફરે ફેર;
વ્યાપક નિત્ય ન પ્રેમ ત્યાં, મિથ્યા મોહ અંધેર. અજ્ઞાની ૧૩

દેહી અદેહી આતમ ગુરૂ, સત્ય જ્ઞાન દાતાર;
કોઇક સંસ્કારી ઓળખે, પ્રેમમયી નર નાર.
જ્ઞાની ગુરૂજીને ઓળખે. ૧૪

જડની દૃષ્ટિ નિવારીને, ધારી આતમ દૃષ્ટિ;
સહુ રૂપે ગુરૂ ઓળખો, પ્રગટાવી પ્રેમસૃષ્ટિ. જ્ઞાની. ૧૫

દેહ સહિત ગુરૂ જે કરે, પ્રેમ ધરી વિશ્વાસ;
નિરંજન ગુરૂ તે લહે, આપો આપ જ ખાસ. જ્ઞાની. ૧૬

છુપાવ્યું નહિ છપતું, લાગ્યું ગુરૂ પ્રેમ તાન;
નહિ મત નિયમાદિ ભ્રાન્તિયો, પ્રેમ પ્રભુ છે પ્રમાણ.જ્ઞાની. ૧૭

વ્યાપક સત્પ્રેમ પ્રગટતાં, ગુરૂજી હજરાહજૂર;
બુદ્ધિસાગર સદ્ગુરૂ, નિરખો આતમ નૂર. જ્ઞાની. ૧૮

---

( ૩૯ )

## ગુરુને તે વ્હાલા લાગતા નથી.

નાથ કૈસે ગજકો બન્ધ છુડાયો—એ રાગ

ગુરૂજીને તે નહીં લાગે વ્હાલા.
ગુરૂની તબિયત જાણી ન વર્તે, સમજે ન ગુરૂના ઇસારા;
પ્રકૃતિ અનુસાર ન વર્તે, હોય ન તે ગુરૂ પ્યારા. ગુરૂજીને. ૧

પાંચ ભૂત વિધિ પૂર્વક સેવે, જીવને જીવનહારા;
ગુરૂ રીઝે તે રીતે વર્તે, સેવા કરવાવાળા. ગુરૂજીને. ૨

જ્ઞાની જન થી ગુરૂને સેવે, સેવા કરે શું મચાલા;
ગુરૂ અનુકૂલ પ્રતિકૂલ ન સમજે, ભક્ત બને નહીં બાલ.
ગુરૂજીને તે નહીં લાગે પ્યારા ૩

મૌન ઇશારે જે નહીં સમજે, ક્રોધીને કપ્યીજા;
પ્રીતિ ખેદને દ્વેષને ધારે, મકગુરૂ શ્રદ્ધા વિનાના ગુરૂજીને ૪

ગુરૂનો ઠપકો સહન કરે નહીં સામું બોલવાવાળા;
અર્જ પડે ગુરૂને અપકારે, નહીં તો સ્વાર્થથી ન્યારા. ગુરૂજીને ૫

ગુરૂને ક્રોધ કરાવે ભારી, હોય ન વિશ્વરતા વાળા;
પસંદ પડે નહીં ગુરૂને એવા, કામોના કરનારા. ગુરૂજીને ૬

અપકારે નહિ ગુરૂની શિક્ષા, હઠ કરે જે ઠલા;
ગુરૂ મરજી અનુસાર ન વર્તે, પ્રેમ વિનાના હડારા. ગુરૂજીને ૭

ગુરૂ પ્રેમના ભૂખ્યા નહીં જે, ગુરૂ હિતથી જે ન્યારા;
ગુરૂથી બીજું પ્યારૂં ઇચ્છે, પ્રીતિના રહિયાલા ગુરૂજીને ૮

એક ગુરૂની રીઝને મૂકી, દુનિયા રીઝવવાવાળા;
અંતરથી જુદાઈ ધારે, આસ્થા પ્રેમના ચાળા. ગુરૂજીને ૯

ગુરૂને મૂકી પ્રીતિ પૂજા, મનની પ્રાર્થના વાળા;
જડ પુજારી મહા હિંસક જે, જ્ઞાની નહીં જે દયાળા. ગુરૂજીને ૧૦

આપમતિ ત્યાં યુક્તિને ખેચે, ગુરૂથી કપટ કરનારા;
વેષાચાર મતાદિક રંગી, સત્ય ન ગુરૂ નિર્ધારી ગુરૂજીને ૧૧

ગુરૂ સાધની પ્રવૃતિમાં, દેશને દેખવાવાળા;
આરાધના નહીં જાણે અપૂર્ણ, નવક ને નહીં પૂરા. ગુરૂજીને ૧૨

ગુરૂ માન્યતાના જે દ્વેષી, બીજી માન્યતાવાળા;
ગુપ્ત ન રાખે ગુરૂની વાતો, તુચ્છ હૃદય બહુ ચાલા. ગુરૂજીને ૧૩

ગુરૂ દ્રોહને મિત્ર જનારા, દિવ્ય ભક્તિ ભરનારા,
બુદ્ધિસાગર ગુરૂજી પ્યારા, પૂર્ણ પ્રેમ દેનારા
ગુરૂજીને તે લાગે બહુ વ્હાલા. ૧૪

---

પ્રકૃતિ તુજમાં ન આરોપું, ગુરૂમાં ન જડ ગુણને રોપું;
વ્યાપક સત્તાને નહીં લોપું. કર્યું. ૪
જ્હાં જે જે, વિશ્વોન્નતિ હેતે તે તે;
ગુણ રૂપ પરિણામે તે જે. કર્યું. ૫
અકળ કળા તુજ કો ન કળે, કળતાં તુજમાંહિ ભકત ભળે;
નહીં કથન કરે તુજ તેજે મળે. કર્યું. ૬
થાકયા વિકલ્પ કરી જ્ઞાની, ગુણ દોષ સંકલ્પથી હાનિ;
મસ્તને વાત નહીં છાની. કર્યું. ૭
નયભંગ વિકલ્પનો દરિયો, મનના વિકલ્પો ન કો તરિયો;
તુજ ભકત અનુભવને વરિયો. કર્યું. ૮
અનંત ભુવન મન પડછાયા, અનંતી પ્રકૃતિ તુજ માયા;
સમજ્યા તે તુજમાંહિ લય પાયા. કર્યું ૯
અનંત પ્રેમ રસના રસિયા, મનમાંહી ભાવે વસિયા;
કસ છેદ તાપે ન દૂર ખસિયા. કર્યું. ૧૦
સર્વે સમાયું છે તુજ પ્રેમે, પ્રેમ પ્રભુ તું મુજ હોમે;
રહું નહીં બીજા કશા નેમે. કર્યું. ૧૧
મનવાણી કાયા થકી કર્મો, તવ પૂજારૂપ તે ધર્મો;
તુજ પ્રીતિ મુજ છે શર્મો. કર્યું. ૧૨
તુજ ઇચ્છા વર્તન ભકિત, એમાં છે સાચી પ્રીતિ;
એજ ગણું અંતિમ શકિત. કર્યું. ૧૩
પૂર્ણ પ્રેમ દિલમાં વાર્યો, પ્રેમ પ્રભુ દિલ પ્રગટાર્યો;
હું તું ભેદો સહુ જાર્યો. કર્યું. ૧૪
સૌન્દર્ય પ્રેમ પ્રભુ રૂપે, પૂર્ણ કૃપા આનંદ દીપે;
કર્માદિ ગણને છીપે. કર્યું. ૧૫
સર્વત્ર ગુરૂ વ્હારે આવો, મુજ પર પૂર્ણ કૃપા લાવો;
બુદ્ધિસાગર ગુરૂ જગ ચાવો. કર્યું. ૧૬

---

( ૫૪ )

## ગુરૂથી કરોડો ગાઉ દૂર રહેલા.

કવ્વાલિ

કરોડો ગાઉ છે દૂરે, ગુરૂના આત્મથી તેઓ;
ગુરૂમાં દોષ જોનારા, ભમેશા જે કુબુદ્ધિથી. ૧
ગુરૂ વિશ્વાસ પ્રીતિથી, જરા નહીં જેહ રંગાયા;
હૃદયમાં કાગડા જેવા, રહો ગુરૂઓથકી દૂરે. ૨
ગુરૂ આશય નહીં જાણે, જુવે સહુ દોષ દૃષ્ટિથી;
સમજતો નહિં ખરૂં ખોટું, ગુરૂને તે ગ્રહે કયાંથી. ૩
ગુરૂની બાહ્ય ચેષ્ટામાં, કરે શંકા અને પુચ્છે,
ગુરૂ સામો થતો ક્રોધે, ગુરૂને તે ગ્રહે કયાંથી. ૪
વિકારી જે પશુ જેવા, સ્વયં જેવા ગુરૂ ધારે;
ગુરૂ પાસે રહે રહોયે, કરોડો ગાઉ છે દૂરે. ૫
ભમાયા મોહ બુદ્ધિથી, ફસાયા બુદ્ધિ વેચીને;
નગુરા નાસ્તિકો પાસે, છતાં તે દૂરના દૂરે. ૬
ગુરૂ દ્રોહી ગુરૂ નિન્દક, કદાપિ ધર્મી નહીં થાતા;
ચડેલા પણ પડે પાછા, નગુરા જ્ઞાન નહિ પાતા. ૭
ગુરૂદ્વેષીને ઘેરે છે, અહા ચઉપાસથી માયા;
ગુરૂમાં પૂજ્ય બુદ્ધિ વણ, જણાતા મોહ પડછાયા. ૮
ગુરૂદ્રોહીજનો કયારે, મળો નહીં વિશ્વમાં કયારે;
ગુરૂ નિન્દા સમું કિલ્વિષ, જગતમાં કોઇ નહિ ભારે. ૯
અરે યાવત ગુરૂ ઉપરે, થતી નહીં દોષની શંકા;
અહો તાવત ગુરૂ આપે, ખરેખર શિષ્યને શુદ્ધિ. ૧૦
ગુરૂ ઉપર થતાં શંકા, પડે પાછા ગુરૂ ભકતો;
હણાતા સંશયી ભકતો, પડે પાછા ગમે ત્યારે. ૧૧

અતઃ શ્રી સદ્ગુરૂ સેવા–, વિષે સ્વાર્પણ કરી સઘળું;
છતાં માયાજ નિર્માથી, અનુક્રમયોગથી થાવું. ૭

ગુરૂના સર્વ આદેશો, ભલા માની વદા કરવું;
ગુરૂનાં સર્વ કાર્યોમાં, કરીને હોમ જીવનનો. ૮

ગુરૂની સાથ દુનિયાનો, કદાપિ મેળ નહીં આવે;
ગુરૂને દુનિયા બન્ને, રીઝયા રીઝાય નહીં કયારે. ૯

રહે જો મોહ દુનિયાનો, ગુરૂનો પ્રેમ નહીં ત્યારે;
ગુરૂની કહેણી રહેણીથી, મળે નહીં મેળ દુનિયાનો. ૧૦

અરે દુનિયા સહુ ઉંધી, કુતરની પૂછડી પેઠે;
કદી નહીં સિદ્ધિ થવાની, ગુરૂનો મેળ ત્યાં કયાંથી ? ૧૧

ગુરૂની રહેણી કહેણીમાં, ધરી વિશ્વાસ દિલપ્રેમે;
ગુરૂ દિલમાં પ્રવેશીને, થવું શ્રદ્ધાળુ સંકટમાં. ૧૨

સદેકયજ છે ગુરૂને દેવ, વહે એવી ખરી શ્રદ્ધા;
સદા તેના હૃદયમાંહી, સકલ સત્યો પ્રકાશે છે. ૧૩

કર્યો ઉપકાર નહીં ભૂલે, પરબ્રહ્મ ગુરૂ ધારે;
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ પામે, જીવીને વિશ્વ ઉદ્ધારે. ૧૪

મુ. આજોલ.

---

( ૫૬ )

## सगुरा अने नगुरानुं लक्षण.

દુહા.

ગુરૂગમને પામે નહીં, નગુરા નર ને નાર;
ગુરૂશ્રદ્ધા પ્રીતિ વિના, જ્ઞાન ન પ્રગટે સાર. ૧

ગુરૂ દોષોને દેખતાં, તેવા નરને નાર;
કીટી આદિ જન્મને, પામે છે નિર્ધાર. ૨

( ૫૭ )

## तेवा भक्तो नथी.

રાગ કાનડો.

મારાં ભક્ત નહી નરનારી, જેઓ ભજન નહીં અધિકારી; મારાં.
જડની લાલચ મનમાં ભારી, વેષાચાર ક્રિયા પૂજારી. મારા. ૧
કરતા આતમની નહિ યારી, જેઓની પ્રીતિ વ્યભિચારી; મારાં
બનિયા નિન્દકના અવતારી, નિન્દાચરી જેને વ્હાલી. મારાં ૨
વાત નહીં આતમની પ્યારી, શીર્ષ ન દેતા જેહ ઉતારી; મારાં
જાહેર આચય નહીં ગુણધારી, સ્વારથ કીર્તિના જંઞાળી. મારાં ૩
મન પાખંડીને દુષ્ટ વિકારી, દોષ દષ્ટિને દુષ્ટાચારી; મારાં
સત્ય પ્રેમ વિનાની યારી, ગુરૂભક્તિમાં નહિ હુશિયારી. મારાં. ૪
દેવશાસ્ત્રનાં જે અવિચારી, અશ્રદ્ધાળુ મૂરતા ધારી;
મત્તે મૂકે ગુરૂને વિસારી, જાણે નહી ગુરૂદેવની યારી. મારાં ૫
વેષ ધરે તે છે સંસારી, પૂર્ણ અભેદી જ્ઞાનની ક્યારી;
જગમાં એવા નરને નારી, બુદ્ધિસાગર ભક્ત સહારી. મારાં. ૬

મુ. આત્મેશ.

---

( ૫૮ )

## हितशिक्षा.

ચોપાઇ.

દેશ સમાજને જ્ઞાતિમાંહ્ય, સદ્ગુરૂઓની નિન્દા થાય;
તેની પડતી પૂરી થાય, જાને જ્યાં સંતોની હાય. ૧
દીકરીઓ પુત્રો વેચાય, ત્યાં તો પડતી સહેજે થાય,
સાધુઓની સાખ થાય, તેવા લોકો દુઃખમાં થાય. ૨

આતમ પ્રકૃતિ સદ્ગુરૂ રૂપ, માને તે પામે નહીં ધૂપ;
પ્રકૃતિ ગુણ દોષની પાર, થઈને પામે ગુરૂને સાર; ૧૧
શાસ્ત્ર લોકની વાસના છંડ, નામરૂપની છંડ ઘમંડ;
બુદ્ધિસાગર સદ્ગુરૂ રાગ, ધારી આતમભાવે જાગ. ૧૨

મુ આજોલ.

---

( ૫૯ )

## आळदेनारा पर.

### ચોપાઇ.

સાધુ યોગીને દેતાં આળ, બહુ ગુસ્સાથી દેતાં ગાળ;
સાધુ યોગીની લાગે હાય, ગામ નાતની પડતી થાય. ૧
સાધુ સંત સતાવે જેહ, ઠરે ન ઠામે ક્યાંયે તેહ,
દીધાં કૂડાં આળ કલંક, દેનારો થાવે છે રંક. ૨

ગુરૂની નિન્દા જે જન કરે, નરકગતિ જાઓ બહુ મરે;
નિન્દા આળ સમું નહીં પાપ, તેથી બહુ પ્રગટે સંતાપ. ૩
ગુરૂ નિન્દા સાંભળતાં પાપ, લાગે દુઃખ દાયક બહુ શાપ;
ગુરૂ નિન્દા સાંભળતાં થકાં, તપ જપ કીધાં ફોગટ જતાં. ૪

ગુરૂ દ્રોહી સાથે જે ભજે, તેનો સમકિત ગુણ તો ભજે;
ગુરૂ દ્વેષને એવા જાય, કર્યું ધર્મ સહુ એળે જાય. ૫
મુનિ ગુરૂની પાછળ પડે, વેર ઝેરથી સામો લડે;
કરે દેવના ગુરૂની ઘણી, વિપત્તિ પામે તે ધણી. ૬

નગુણ નગુણા થાય ન ભક્ત, ગુરૂ અવગુણ બોલવામાં રક્ત;
આત્મજ્ઞાન પ્રગટ્યું અગાધ, આવ્યા તેને આંતે આવ. ૭
ગુરૂ કરીને ગુરૂ પર ડંક, આળ દેઈને થાતો રંક;
ગુરૂ નિન્દા સુણનારાની, વંશાદિકની પડતી પછી. ૮

નાસ્તિક ભરમાવ્યાં થકી, જેઓ નહીં ભમનાર;
તેવા માનવ મુકિતને, લહેશે જગ નિર્ધાર. ૬

વેષ ક્રિયામાં નિયમમાં, બાળક માને ધર્મ;
આત્મ ગુણોમાં ધર્મને, ધારંતાં છે ધર્મ. ૭

વેષ ક્રિયા વ્યવહારમાં, સાધુ નહીં મુંઝાય;
ક્રિયા નિયમ ઉપયોગવણ, કરતાં ધર્મ ન થાય. ૮

વેષ નિયમ આચારમાં, સંત નહીં પરતંત્ર;
તેમાં બંધાતા નહીં, જ્ઞાની મુનિ સ્વતંત્ર. ૯

આત્મા સાધુ છે સદા, કરતો સારાં કર્મ;
દ્રવ્ય ક્ષેત્રને કાલથી, સ્વાધિકારથી ધર્મ. ૧૦

ગુરૂ આધીન ભકતો ભલા, પરબ્રહ્મ સુખ થાય;
દોષ દ્રષ્ટિ દોષો વડે, સગુરા તે ન કહાય. ૧૧

ગુરૂ પ્રેમવણ ભકત નહીં, ભકત વિના નહિ મુકિત;
ગુરૂ નિન્દક પ્રેમી નહીં, એવી આતમરીતિ. ૧૨

ગુરૂ પરીક્ષામાં ટકે, ભકત શિષ્ય તે થાય;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ, ભકતો મુકિત પાય. ૧૩

---

( ૬૨ )

## गुरुभक्तस्वरुप ग्रन्थ.

પરબ્રહ્મ સદ્‌ગુરૂ વર જાણે, અન્ય ન મનમાં ન આણેરે;
અભેદ ભાવે સોડહંભાવે, આતમગુરૂને જાણેરે. પરબ્રહ્મ ૧

તત્ત્વમસિ ગુરૂદેવને ધ્યાવે, જ્યોતિ જ્યોત મિલાવેરે;
ભેદ ખેદ સહુ ભૂલી જાવે, આપો આપ સુહાવેરે. પરબ્રહ્મ. ૨

સાત્વિક ગુરૂ ભકતો છે એવા, નિષ્કામીમાં મોટારે;
આશા તૃષ્ણા લેશ ન કરતા, કરે ન ગરબડ ગોટારે. પરબ્રહ્મ. ૩

આનંદછાયા મુખની ઉપર, ઝળકે દિલડું હર્ષે રે;
ગુરૂ ભક્ત તે જ્ઞાની જાણો, બ્રહ્માનંદને વર્ષે રે. પરબ્રહ્મ.

ઉચ્ચ નીચ મારૂં ત્હારૂં સહુ, ભેદ ભાવને વારે રે;
ભક્ત શિરોમણિ તે જન જાણો, મોહવાસના મારે રે. પરબ્રહ્મ.

આળ ન દેતો કોઇની ઉપર, નિંદા વિકથા વારે રે;
સ્વાર્થિક પરમાર્થિક કાર્યોને, કરતો જીવન ધારે રે. પર.

કરે ન બૂરૂં કોનું ક્યારે, પરનાં મર્મ ન ખોલે રે,
સત્ય પથ્ય ને પ્રિય મધુરી, હિતકર વાણી બોલે રે. પર.

પરનાં દૂષણ પ્રાણ પડે પણ, વેર ધરી ન પ્રકાશે રે,
શત્રુઓના ગુણ ગ્રહે ને, રહે ગુરૂના વિશ્વાસે રે. પરબ્રહ્મ.

ગુરૂ ભજતાં દુઃખ સંકટ આવે, ઉત્સવ ત્યારે માને રે;
પરીષહો પડતાં નહીં હારે, રહે ગુરૂના જ્ઞાને રે. પરબ્રહ્મ.

સહાય કરે સંકટમાં સહુને, દુશ્મનનું શુભ કરતો રે,
ગુરૂ કહે તે રીતે વર્તી, દીનપણું નહીં ધરતો રે. પરબ્રહ્મ

રાત્રી દિવસ ગુરૂ સેવા સારે, માગણ થઇ નહિ માગે રે;
તેની વ્હારે દેવ ચઢે છે, નિશ્ચય સાચા રાગે રે. પરબ્રહ્મ.

નામ રૂપ અહંતા કીર્તિ, ભૂલી ગુરૂમય થાવે રે;
તેવા ભક્તોના દેવો સહુ, હરખે ગુણને ગાવે રે. પરબ્રહ્મ.

ગુરૂ ખીજે ઠપકો દે ત્યારે, મનમાં પ્રેમે રીઝે રે;
ગુરૂનું સઘળું સવળું માની, મનમાં લેશ ન ખીજે રે. પરબ્રહ્મ.

ગુરૂ રીઝમાં દુનિયા સઘળી, કર્મોદયથી ખીજે રે;
ત્હોયે પાછો પડે નહીં ક્યારે, સંકટમાંહિ સીઝે રે. પરબ્રહ્મ.

એવા ગુરૂ ભક્તો મહાવીરો, કેવલ જ્ઞાની થાતા રે;
અનંત આનંદ ઘટ પ્રગટાવી, પરબ્રહ્મ પદ પાતા રે. પરબ્રહ્મ.

ગુરૂ વરદાને શક્તિ ઇચ્છે, સંતની સંગત માગે રે;
ગુરૂ સેવામાં મુક્તિ માને, પ્રગટયા દોષને ત્યાગે રે. પરબ્રહ્મ.

ગુરૂ ભકતોના વંશ રહે છે, ઋદ્ધિ સિદ્ધિ સહુ પામે રે;
ભકતોની બ્હારે ભગવાનજ, સિદ્ધ થઇને જામે રે. ૪

ગુરૂ ભકતોની સવળી બુદ્ધિ, સત્ય પન્થ દેખાડે રે;
નગુરાઓને અવળી બુદ્ધિ, અવળે પન્થ ભમાડે રે.

ગુરૂ પૂર્ણિમાદિન ગુરૂ ભકતો, ગુરૂ પૂજે બહુ ભાવે રે;
આભવ પર ભવ ગુરૂની સેવા, કરતા સુખ સહુ થાવે રે.

ગુરૂ વચને વેચાતા ભકતો, ગુરૂ વિશ્વાસે વર્તે રે;
ગુરૂ ભકિતમાં સર્વ પ્રમાણો, સમાઈ જાતાં શર્તે રે.

ગુરૂ પ્રેમ ભકિતમાં તર્કો, નહીં વિવાદ પ્રમાણો રે;
ગુરૂ માટે મરવામાં મુકિત, નિશ્ચય મનમાં આણો રે. ૫

ગુરૂના વૈરી તે નિજવૈરી. ગુરૂ રાગી નિજરાગી રે;
ગુરૂના ભકતો તે નિજબન્ધુ, ગુરૂ ભકતો છે ત્યાગી રે. ૫૨

ગુરૂ માટે સહુ કરવામાંહિ, સત્યધર્મ મન જાણે રે;
એવા ભકતો જીવન્મુકતો, બને બ્રહ્મ સુખ માણે રે. ૫૨.

ગુરૂની હેલના કરે કરાવે, અનુમોદે તે પાપી રે;
ગુરૂ છિદ્રને જોનારાએ, ગુરૂપ્રીતિને ઉત્થાપીરે. પરબ્રહ્મ.

માયાળુને પૂર્ણવિવેકી, ગુરૂરાગે રંગાતા રે;
સ્વાર્થિક ભકતો ટકે ન અંતે, પ્રસંગ પડે ફર જાતા રે. પરબ્રહ્મ.

દુનિયાની રીતે ગાડરિયા, ગુરૂને ન જાણે રે
પ્રસંગ પડે ભાગે થઇ ન હિતમાં

રૂની ભૂલે ૭
રૂપકી ણો

ગુરૂ કરે નિજ સારા માટે, એવો જે વિશ્વાસી રે;
તેમાં સવળી બુદ્ધિ પ્રગટે, લહે ન તેહ ઉદાસી રે. પરબ્રહ્મ. ૮૧

ગુરૂ કરે તે કરે નહિ નિ, ગુરૂ કહે તે કરતો રે;
વિવેકી ગુરૂ ભકત મઝાનો, સુખના ઠામે ઠરતો રે. પર. ૮૨

શ્રદ્ધાને પ્રીતિવણ કોઇ, ભકત બને નહીં જગમાં રે;
ગુરૂ એજ ઇશ્વર ભકતોના, વ્યાપ્યા છે રગરગમાં રે. પર. ૮૩

ગુરૂ શરણ કલિયુગમાં મોટું, અન્ય ન આવે તોલે રે;
શ્રદ્ધા પ્રેમે ભકત હૃદયમાં, સ્વપ્ને ગુરૂજી બોલે રે. પર. ૮૪

ભક્તિ પ્રમાણે ગુરૂજી મોટા, ભાવ પ્રમાણે ફલતા રે;
ભાવ પ્રમાણે ગુરૂ ફલ આપે, અંતરૂમાં પરિણમતા રે. પર. ૮૫

જેવું મનને આતમ તેવા, ગુરૂ પરિણમતા ભાવે રે;
ષટ્કારકરૂપ દ્રવ્ય ભાવથી, ગુરૂ ફળે છે સ્વભાવે રે. પર. ૮૬

આસ્તિક જનને આસ્તિક ભાવે, ફળી મહાસુખ આપે રે;
નાસ્તિક જનને નાસ્તિકભાવે, પરિણમી દુઃખ છાપે રે. પર. ૮૭

ગુરૂની ભક્તિ જેવી તેવી, શક્તિ આતમ પ્રગટે રે;
ભક્તિ વિના નહીં શક્તિ જગતમાં,ભક્તિથી દુઃખ વિઘટે રે.પર ૮૮

ભક્તિ ભરેલી મન વચકાયા, જેઓની તે મોટા રે;
તેઓને વંદન હો ભાવે, ભક્તોના નહીં ખોટા રે. પર. ૮૯

ગુરૂ કૃપાવણ શાબ્દિક પંડિત, તાર્કિક જ્ઞાન ન પામે રે;
સ્વાર્પણ વણ નહીં ગુરૂ રીઝ છે, ભૂંડ ન આવે કામે રે. પર. ૯૦

ગુરૂ ભક્તોને ધન પદવીની. પરવા નહીં તલભારે રે;
મરણની ભીતિ નહીં કિંચિત, ગુરૂ પ્રેમ એક ધારે રે. પર. ૯૧

ગુરૂને પુજી જ્ઞાન પ્રહેતે, આતમ શક્તિ વિકાસે રે;
નભસમ આતમ કરીને મોટો, વિશ્વોન્નતિ પ્રકાશે રે. પર. ૯૨

જિનપરંતને વિશ્વાસી જન, પ્રેમી આતમ ભોગીરે;
ગુરૂભક્ત બનતો જન ત્યાગી, ધ્યાની જ્ઞાની યોગીરે. પર. ૯૩

જે જે અંશે ગુરૂની પ્રીતિ, તે અંશે ગુરૂ ભક્તોરે;
તે તે અંશે ફલને પામે, ભક્ત ન થાય અશક્તો રે. પરબ્રહ્મ. ૯૪

સર્વ પ્રકારે ભય જે પામે, બાહ્ય કીર્તિ ધન રાગીરે;
જડ પૂજારી દેહાધ્યાસી, અશક્ત છે જ અરાગીરે. પર. ૯

જડમાં સુખનો નિશ્ચય ને જે, ઇશ્વર ગુરૂ ન માનેરે;
ગુરૂભક્ત નહીં તે જન જાણો, જડમતને જે તાણે રે. પર. ૯

ગુરૂની આગલ ભક્ત બને જે, પાછળ ગુરૂનું કાપે રે;
એવા દુષ્ટો ભક્ત બને નહીં, દુષ્ટબુદ્ધિએ વ્યાપે રે. પર. ૯

ગુરૂની આગળ શીર ધરીને, ગુરૂભક્તો જે બનતા રે;
કરે અરૂચિ નહીં ગુરૂ ઉપર, મનમાં જે ગુણ ગણતા રે. પર. ૯

ગુરૂ કરે તે પ્રભુ કરે છે, એવો નિશ્ચય લાવે રે;
ગુરૂભક્તો તેવા જન જાણો, અન્ય ન ખપમાં આવે રે. પર. ૯

સોના પેઠે ચઢતાવાને, રહેતા તાપ પ્રસંગે રે;
તાપાદિક પ્રસંગે ભક્તો, વધતા પ્રેમના રંગે રે. પર. ૧૦

ગુરૂના શત્રુ દુષ્ટ પ્રપંચી, નાસ્તિક સામા થાતા રે;
ગુરૂભક્તિ છે તેમાં સાચી, કાર્ય કરે ઉજમાતા રે. પર. ૧૦

ગુરૂ ઇસારે અનુમાને જે, ગુરૂ સેવાને સારે રે;
તેવા ભક્તોની બલિહારી, આપ તરે પર તારે રે. પર. ૧૦

ગુરૂ ઉપર પ્રીતલડી સાચી, રહેણીમાં જે રાખે રે;
તે ગુરૂભક્ત ગણાતો સાચો, જ્ઞાનામૃતને ચાખે રે. પર. ૧૦

ગુરૂ મહિમાને નિશદિન ગાતો, ગુરૂદશા પ્રગટાવે રે,
વિશ્વગુરૂ આતમ ઉપયોગી, બની ખરી લય લાવે રે. પર. ૧૦

શાસ્ત્રો આદિ સાધન સમજે, ઉપયોગે ખપ કરતો રે;
શાસ્ત્ર વાસના લોક વાસના, વિષય વાસના હરતો રે. પર. ૧૦

બાહ્ય ક્રિયાઓ આચારો સહુ, ખપ પડતાં ઉપયોગી રે;
માની ગુરૂ વચનાનુસારે, કર્મ કરંતો યોગી રે. પર. ૧૦

સ્વાધિકારે કર્મ કરંતો, દેશસંઘ હિત માટે રે;
વિશ્વ ગણે નિજ આતમસરખું, વળતો ગુરૂના ઘાટે રે. પરબ્રહ્મ. ૧૦૭

પ્રભુ પ્રાર્થના દિલથી કરતો, પ્રગટેલા ઉદ્‌ગારે રે;
નીતિથી જીવન ગાળંતો, દેશ કાલ અનુસારે રે. પર. ૧૦૮

આપત્કાલે આપદ્ધર્મો, ધરીને જીવન ગાળે રે;
દેશ કોમ સંઘાદિ હિતમાં, આત્મ શક્તિને વાળે રે. પર. ૧૦૯

દેશકાલ અનુસારે વર્તે, શક્તિયો પ્રગટાવી રે;
ચઢતીના હેતુ અવલંબે, આલસ દૂર હઠાવીરે. પર. ૧૧૦

ગુરૂ કહે તે પ્રભુ કહે છે, માની બહુ ઉત્સાહે રે;
પ્રવૃત્તિ કરતો બહુ પ્રેમે, બળે ન નિન્દા દાહે રે. પર. ૧૧૧

સદ્‌ગુરૂને ગુરૂ ભક્તિ સેવા, ફળ્યા વિના નહીં રહેતી રે;
શ્રદ્ધાપ્રીતિ જેવી તેવી, પુણ્ય શક્તિયો વહેતી રે. પર. ૧૧૨

શ્રદ્ધાપ્રીતિ વણુ નહીં ભક્તિ, ભક્તિ વણુ શા ભક્તો રે;
શ્રદ્ધા પ્રીતિ જીવન વણુ તો, જીવો હોય અશક્તો રે. પર. ૧૧૩

ભક્તોની ભક્તિની કિંમત, થાય નહીં કો કાળે રે;
પૂર્વ ભવોના સંસ્કારી જન, ભક્ત પ્રગટતા ભાળે રે પર. ૧૧૪

ગુરૂ ભક્તોના દિલમાં ગુરૂજી, મહાવીરનો વાસો રે;
ભક્તોના સરખો આ જગમાં, નહીં કોનો વિશ્વાસો રે. પર. ૧૧૫

ભક્ત નહીં તો ગુરૂ પ્રભુ નહીં, ભક્તાધીન ગુરૂ દેવા રે;
પૂર્ણ પ્રેમથી ગુણી ત્યાગીઓ, કરતા ગુરૂની સેવા રે. પર. ૧૧૬

ચેન પડે નહીં ગુરૂવણ જરીયે, ભક્ત દશા છે એવી રે;
ભક્તોના રાગી સહુ થાતા, જગમાં દેવને દેવી રે. પર. ૧૧૭

જંગલમાં મંગલ ભક્તોને, પગ પગ મંગલ થાવે રે;
ગુરૂઓના મનમાંહિ ભક્તો, અન્ય નહીં કો આવે રે. પર. ૧૧૮

ગુરૂદેવને ભક્તો વ્હાલા, ત્રણ કાલમાં ભાખ્યો રે;
ગુરૂ ભક્તો છે જગમાં મોટા, નિશ્ચય એવો રાખ્યો રે. પર. ૧૧૯

ગુરૂ કૃપા વણ પ્રભુ ભક્ત કો, બને નહી કો કાળે રે;
ગુરૂ ભક્તિમાં પ્રભુની ભક્તિ, સમાઇ જાતી ધારે રે. પરબ્રહ્મ. ૧૨૦

ગુરૂને મૂકી પ્રભુની ભક્તિ, કરનારા નહીં જ્ઞાની રે:
જીવંતા ગુરૂને જે સેવે, ભકત ખરો ગુરૂ માની રે. પર. ૧૨૧

ગુરૂ વણ પરમાતમ નહીં મળતા, કુદરત્ પ્રભુની નીતિ રે;
ગુરૂમાં પરમાતમને દેખે, સત્ય ભકતની રીતિ રે. પર. ૧૨૨

ગુરૂ સેવે પરમાતમ સેવ્યા, ગુરૂ દિલમાં પ્રભુ વ્યાપ્યા રે;
એવી શ્રદ્ધાવાળા ભક્તો, મુક્તિ પદે છે છાપ્યા રે. પર. ૧૨૩

સદ્ગુરૂ સેવા ભક્તિ કરતાં, પરમેશ્વર પરખાતા રે;
માયાના પડદા ભેદાતાં, આપ પ્રભુ સમજાતા રે. પર. ૧૨૪

ગુરૂ કર્યો વણ ભકત નહીં કો, ગુરૂ વણ જ્ઞાન ન થાતું રે;
આત્મજ્ઞાન આપે તે ગુરૂજી, ભક્ત હૃદયે પરખાતું રે. પર. ૧૨૫

ગુરૂ કર્યો વણ પ્રભુ મળે નહીં, માટે ગુરૂ નિજ માથે રે;
કરીને ભકત બને છે લોકો, વેચાતા ગુરૂ હાથે રે. પર. ૧૨૬

ગુરૂનો શત્રુ તે પ્રભુ શત્રુ, ગુરૂપ્રેમી પ્રભુરાગી રે,
ગુરૂભકતો એવા નિશ્ચયથી, બનતા જગ વડભાગી રે. પર. ૧૨૭

અજ્ઞાની શું ? ગુરૂને જાણે, પ્રેમ ગુરૂ પરખાવે રે;
ગુરૂ પ્રેમ વણ શાસ્ત્રો વાંચે, હાથ કશું નહીં આવે રે. પર. ૧૨૮

ગુરૂભકત પ્રભુ દર્શન પાવે, સમતા ઘટ પ્રગટાવે રે;
અષ્ટ કર્મને દૂર કરીને, શુદ્ધાતમ થઇ જાવે રે. પર. ૧૨૯

ગુરૂભક્તોમાં યોગો પ્રગટે, એવું ગુરૂઓ ગાવે રે;
ભક્ત હૃદયમાં પ્રકટ પ્રભુ છે, પ્રભુ પાસે ગુરૂ ભાવે રે. પર. ૧૩૦

ગુરૂ પ્રેમના ઉભરા પ્રગટે, ભક્તોના દિલભારી રે;
ઋદ્ધિ સિદ્ધિયો તેમાં સઘળી, સમજો નરને નારી રે. પર. ૧૩૧

ગુરૂ ભકતો સાધુ સંતોની, સેવા કરતા ભારી રે;
સંત સમાગમ વણ નહીં જીવે, ભક્તોની બલિહારી રે. પર. ૧૩૨

દુનિયાના લોકો સુધારે, ગુરૂ આજ્ઞાએ વર્તી રે;
દુઃખીઓનાં દુઃખો ટાળે, મૈત્રીભાવે પ્રવર્તી રે. પરબ્રહ્મ. ૧૩૩

જીવંતી ગુરૂમૂર્તિ પૂજે, ભૂખ્યાંને ખવરાવે રે;
તરસ્યાંને પાણી પાઇને, ગુરૂ નામ મુખ ગાવે રે. પર. ૧૩૪

સર્વ દેશના સર્વ ખંડના, લોકોનું હિત કરતો રે;
સર્વ જીવોમાં ગુરૂ દેખંતો, ગુરૂ દશાને વરતો રે. પર. ૧૩૫

એવા ગુરૂભક્તો છે મ્હોટા, ઉચ્ચ વિચારાચારી રે;
ગુરૂસમ મોટા મનના રાજા, જીવો નરને નારી રે. પર. ૧૩૬

જેના માથે સદ્ગુરૂ ગાજે, મર્યો પછી શિવ પામે રે;
યમની ભીતિ તેને નહીં કંઈ, ઠરે અમર પદ ઠામે રે. પર. ૧૩૭

ગુરૂ પ્રેમના પૂર્ણતાનમાં, અખંડ યોગ સમાધિ રે;
માયાનું કંઈ દ્વૈત ન ભાસે, ચિત્ત ન પ્રગટે આધિ રે. પર. ૧૩૮

ગુરૂભક્તિમાં ધ્યાન સમાધિ, પૂર્ણાનન્દ પ્રકાશે રે;
સ્થૂલ દેહી ગુરૂ શ્રદ્ધા દુર્લભ, સંસ્કારીને વાસે રે. પર. ૧૩૯

ઔદયિકભાવ સહિત આતમ ગુરૂ, પ્રભુ સમા જે દેખે રે;
તેને તેવા ભાવે પ્રભુને, વ્યાપકપણે પ્રભુ પેખે રે. પર. ૧૪૦

ત્રણુ વાર ગુરૂ દઇ પ્રદક્ષિણા, વાંદે પૂજે ગાવે રે;
ગુરૂ ગોષ્ઠી આનંદ રસ લેતો, જીવન વૃદ્ધિ લાવે રે. પર. ૧૪૧

પરવા નહીં મરવા જીવ્યાની, આનંદમય, સહુ દેખે રે;
બાહિર અંતર પરમાનંદ મય, પોત પોતાને પેખે રે. પર. ૧૪૨

શુભાશુભ બુદ્ધિ નહિ બાહિર, અંતરમાં સમ બુદ્ધિ રે;
સમભાવે જગના વ્યવહારે, કરે આત્મની શુદ્ધિ રે. પર. ૧૪૩

દેશ કોમને સંઘાદિકમાં, સર્વ શક્તિ પ્રગટાવે રે;
ભેદ ખેદને લાજ ત્યજીને, કર્તવ્યે લય લાવે રે. પર. ૧૪૪

સત્ય જીવન ધરતો દુનિયામાં, ગુરૂને નિજ મન આપે રે;
નિરહંભાવેને નિર્લેપી, બુદ્ધિએ જગ વ્યાપે રે. પર. ૧૪૫

દ્રવ્ય ભાવથી ષટ્ચક્રોમાં, ષટ્કારક ગુરૂ ધ્યાવે રે;
સોહંતત્ત્વમસિ નિશ્ચયથી, આપો આપ સુહાવે રે. પરબ્રહ્મ. ૧૪૬

બ્રહ્મ પંથમાં અનંત આતમ, ઝગાહળ ઝગમગ જ્યોતિ રે;
જ્યોતિ જ્યોત મિલાવે ગુરૂમાં, લોકાલોક વિદ્યોતિ રે. પર. ૧૪૭

ગુરૂની સાથે ખેલ રમંતો, કાલ ગયો નહીં જાણે રે;
પરમાનંદની લહેરો લેતો, પરમ ગુરૂ મન આણે રે. પર. ૧૪૮

આત્મરૂપમાં કાલ ન પાસે, ભક્ત તે કાલને ખાતો રે;
સર્વ કાલનો કાલ બનીને, માયાતીત જે થાતો રે. પર. ૧૪૯

ગુરૂભક્તોને હરિહર બ્રહ્મા-દેવો સર્વ વખાણે રે;
ગુરૂભક્તો મતદર્શન પંથની, પડે ન તાણાતાણે રે. પર. ૧૫૦

સહુ ધર્મોનો સાર ગ્રહે છે, નિક્ષેપયોગી સારો રે;
ગુરૂભક્તિથી શુદ્ધ હૃદયમાં, પ્રગટે પ્રેમ અપારો રે પર. ૧૫૧

ગુરૂભક્તોનાં શુષ્ક હૃદય નહીં, જડવાદી નહીં મનડાં રે
ગુરૂભક્તોનાં વિશ્વ સંઘના, હિત માટે છે તનડાં રે. પર. ૧૫૨

ખંડન મંડન વાદવિવાદો, તેથી ભક્તો અળગા રે;
ગુરૂ આજ્ઞાએ ધર્મ કરંતા, પ્રભુમય જીવન વળગ્યા રે; પર. ૧૫૩

ભક્તોનું મન વૈકુંઠ શિવપદ, ભક્તહૃદય રસ મીઠો રે;
આ ભવમાં ભક્તોએ પ્રેમી, પરમેશ્વરને દીઠો રે. પર. ૧૫૪

ગુરૂભક્તોના ઘરમાં સુદિન, હરિહર બ્રહ્મા ચાકિન રે;
હરિહરા ઘેર થાશી ભરતા, અનંત જીવન આદિન રે પર. ૧૫૫

ગુરૂભક્તોને ભક્તો પરખે, બીજા કોઈ ન જાણે રે;
જેની છપ ગુરૂમાંહિ લાગી, તેને તેહ પ્રમાણે રે. પર. ૧૫૬

ગુરૂભક્તોને આનંદ ધ્યાનમાં, ગુરૂ પ્રભુના મેળા રે;
ગુરૂભક્તોમાં ગુરૂ પ્રભુ છે, સમજે તેની વેળા રે. પર. ૧૫૭

ગુરૂપ્રભુ ભક્તોની ભક્તિથી, ભક્તેશ્વર ગુરૂ પ્રીતિ રે;
ગુરૂ કૃપા આવી ભક્ત પ્રગટે, શુભ ઉન્નતિની રીતિ રે. પર. ૧૫૮

ગુરૂ કૃપાને પ્રેમ પ્રતાપે, ભક્તો શિવ સુખ પામે રે;
પૂર્ણ શાંતિ પદ પામે નિશ્ચય, હરતા નિર્ભય હામે રે. પરબ્રહ્મ. ૧૫૯

ગુરૂ સેવા છે તપજપ સંયમ, તીર્થ વ્રતાદિક સર્વે રે,
ગુરૂ ભજંતાં સર્વ ભજાયું, ભક્ત રહે નહીં ગર્વે રે. પર. ૧૬૦

ગુરૂ કૃપા વણ શિષ્ય નહીં કો, જોશો સત્ય વિચારી રે;
ગુરૂ શિખામણ મને વર્તે, તે શિષ્યો જયકારી રે. પર. ૧૬૧

ગુરૂ હૃદય હોતા તે શિષ્યો, બાકી બીજા બૂડા રે;
ગુરૂ ઉપર શ્રદ્ધા પ્રીતિ વણ, શિષ્યો કૃત્રિમ ભૂંડા રે. પર. ૧૬૨

ગુરૂથી નિજને ડાહ્યા માને, કીર્તિ નિજની ઇચ્છે રે;
તેવા શિષ્યો નામ માત્રથી, ગુરૂભક્તિ નહીં પ્રીચ્છે રે. પર. ૧૬૩

ગુરૂ વચનો જેને નહીં ગમતાં, કૃત્રિમ રાગ જણાવે રે;
સત્ય પ્રેમ વણ શિષ્ય નહીં તે, ગુરૂનું શીર્ષ કટાવે રે. પર. ૧૬૪

અંતરમાં ગુરૂ રાગ ન કિંચિત્, નહીં ગુરૂનો વિશ્વાસી રે;
ગુરૂ કારે બને ન શિષ્યો, લહે ન ગુરૂની આશીઃ રે. પર. ૧૬૫

ગુરૂ હૃદય થઇ ગુરૂની સેવા, કરતા શિષ્ય સુરાગે રે;
પ્રાણ પડે પણ પડે ન પાછા, સ્વાર્પણ કરીને જાગે રે. પર. ૧૬૬

ગુરૂભક્ત શિષ્યો સાત્વિક જે, ગુરૂભક્તિ એક માગે રે;
સ્વર્ગ ન માગે મુક્તિ ન માગે, યાચકભાવ ને ત્યાગે રે. પર. ૧૬૭

નિષ્કામે ગુરૂ કાર્ય કરે સહુ, વિધિ પૂર્વક ગુરૂ સેવે રે;
આત્મ ગુણોને પ્રગટાવીને, આત્મભાવમાં રહેવે રે. પર. ૧૬૮

ગુરૂ વણ નિજની કીર્તિ પ્રતિષ્ઠા, મોટાઇ નહીં વાંછે રે;
અભેદભાવે ગુરૂમાં રહીને, નિજ આતમ નહિ સંચે રે. પર. ૧૬૯

નિજ આતમ ગુરૂ રૂપ ગ્રહીને, વ્યક્તિ ભેદ નહીં ધારે રે;
એવા શિષ્યો ભક્તો ઉત્તમ, જન્મ મરણ સંહારે રે. પર. ૧૭૦

આત્મ સ્વરુપ જડમાં નહીં મુંઝે. ભક્તો તે ગુરૂ રાગી રે;
ક્ષણિક જડ વસ્તુને ત્યાગી, બને તેથી વૈરાગી રે. પર. ૧૭૧

સાપેક્ષાએ વસ્તુ વિચારે, પક્ષ કરી નહીં મુંઝે રે;
અનુભવ ગમ્ય કરે આતમને, તેને સાચું સૂજે રે. પરબ્રહ્મ. ૧૭૨
દુનિયામાં જે જે ધર્મો છે, આત્મરવિથી પ્રગટયા રે;
જાણી સત્ય ગ્રહે સાપેક્ષે, તેના દોષો વિઘટયા રે. પર. ૧૭૩
પ્રકૃતિ ત્રણ ગુણ મયીછે, નિશ્ચય તેહ સદોષી રે;
આતમ ગુરૂ તેથી છે ન્યારા, નિશ્ચયથી નિર્દોષી રે. પર. ૧૭૪
એવો નિશ્ચય ગુરૂ પર રાખી, ગુરૂ ભકતો જે થાતારે;
ગુરૂને આત્મ સ્વરૂપે સેવી, શુદ્ધાતમ ગુરૂ પાતા રે. પર. ૧૭૫
ગુરૂ સ્વભાવે છે નિર્દોષી, એવા ભાવે સેવા રે;
કરતાં કર્મ પ્રકૃતિ વિણસે, સ્વયં બને છે દેવા રે. પર. ૧૭૬
પ્રકૃતિ નિજ ધર્મ ધરે છે, નિજ સ્વભાવે વહેતી રે;
વસ્તુ સ્વભાવ જ ધર્મ ખરો તે, નિજ પર્યાયે હોતી રે. પર. ૧૭૭
તેથી પ્રકૃતિ કર્મ ખરેખર, નિજનો ધર્મ ન ત્યાગે રે;
તેવું સમજી અધર્મ દ્રષ્ટિ, ત્યાગી રહે ગુરૂ રાગે રે. પર. ૧૭૮
નિજ નિજ વસ્તુ સ્વભાવે કોઇ, અધર્મી નહીંને દોષી રે;
નિશ્ચયથી નહીં દોષ અધર્મજ, ભકત બને ગુરૂ પોષી રે. પર. ૧૭૯
જેને નિશ્ચય એવો તેને, નિશ્ચય ગુરૂની ભકિત રે;
તેને માયા ભેદની દ્રષ્ટિ, રહે નહિં આસકિત રે. પર. ૧૮૦
નય વ્યવહારે ગુરૂ સેવાદિક, કર્મ કરંતા ભકતો રે;
નિશ્ચય દ્રષ્ટિ ચિત્ત ધરંતા, નહીં જડમાં આસકતો રે. પર. ૧૮૧
અસંખ્ય યોગે મુકિત થાતી, સૌમાં ગુરૂજી મોટા રે;
ગુરૂ આલંબન સેવા ભકિત, આગળ બીજા છોટા રે. પર. ૧૮૨
ગુરૂ સેવામાં સર્વે યોગો, સહેજે આવ્યા માનો રે;
ગુરૂ સેવામાં નિશ્ચય મુક્તિ, સમજે નહીં નાદાનો રે. પર. ૧૮૩
ગુરૂ નિન્દક ગુરૂ દ્રોહીજનની, અવળી બુદ્ધિ થાતી રે;
શાસ્ત્રો શસ્ત્ર પણે પરીણમતાં, ટળે ન માયા ક્રાંતી રે. પર. ૧૮૪

સર્વ પ્રકારે દ્રોહીઓમાં, ગુરૂદ્રોહી મહાપાપી રે;
સાન્નિપાતિક જેવો થાતો, પ્રભુની આણ ઉત્થાપી રે. પરબ્રહ્મ. ૧૮૫

રકતપિત્તને ક્ષય કોઢાદિક, રોગો પ્રગટે ભારી રે.
ગુરૂ દ્રોહાદિક પાપે સમજો, ઘટમાં નર ને નારી રે. પરબ્રહ્મ. ૧૮૬

ગુરૂ આશાતના કરતાં લાગે, કર્મ મહા દુઃખકારી રે;
માટે ગુરૂ આશાતના ત્યાગો, શિક્ષા સત્ય વિચારી રે. પરબ્રહ્મ. ૧૮૭

ગુરૂની તબિયત જાણી સેવા, કરતા ભકતો ભાવે રે;
ક્રોધાદિક પ્રગટે ગુરૂવરને, મનમાં એવું ન લાવે રે. પરબ્રહ્મ. ૧૮૮

ગુરૂને વ્હાલા વિનયી ભકતો, વિનયે ગુરૂવશ થાતા રે;
સ્વપરોન્નતિ કરતાં વેગે તે. ધર્મ કમાણી કમાતા રે. પર. ૧૮૯

ગુરૂ આવે ઉભો થઇ જાતો, બેઠા પછીથી બેસે રે;
સ્વાર્પણ કરીને સેવા સારે, અંતરમાં બહુ હર્ષે રે. પરબ્રહ્મ. ૧૯૦

ગુરૂ કાર્યોમાં ભાગ લેઇને, દિલની શુદ્ધિ કરતો રે;
કર્મ કર્યાથી દિલની શુદ્ધિ, અનુભવ એવો વરતો રે. પરબ્રહ્મ. ૧૯૧

સ્થાવર જંગમ તીર્થો મધ્યે, ગુરૂસમ તીર્થ ન જાણે રે.
ભકતો એવું નિશ્ચય જાણી, સેવામાં મન આણે રે. પરબ્રહ્મ. ૧૯

સર્વ પ્રકારે સર્વ જીવોની, પ્રગતિ સાચી થાવે રે.
ધર્મનું લક્ષણ જાણી એવું, ગુરૂજ્ઞાને મન લાવે રે. પરબ્રહ્મ. ૧૯

સર્વ મંત્રના જાપથકી ફળ, યાત્રાથી જે થાતું રે;
સર્વ યજ્ઞફળ ગુરૂ સેવામાં, ક્ષણ ઘડીમાંહિ સમાતું રે. પર. ૧૯

વેદાગમ સ્વાધ્યાયાદિકથી, ફળ પ્રકટ જે થાતું રે;
તપ સંયમ ફલ ગુરૂ સેવામાં, ક્ષણમાંહિ પ્રગટાતું રે. પર. ૧

ગુરૂભકિત એવી શ્રદ્ધાથી, ગુરૂ ભકિત રંગાયા રે;
રાણે રણાયા નહીં દેવોથી, શ્રદ્ધામાંહિ સવાયા રે. પર. ૧

ગુરૂ આર્યભકતો છે એવા, તેના દાસના દાસો રે;
તેના દાસના ભકત થવામાં, પૂર્ણ પ્રેમ વિશ્વાસો રે. પર.

એવા ગુરૂ ભકતોની પૂજા, સેવા ભકિત સારી રે;
ભાવ ધરીને સંતો ગાવે, પ્રેમ ધરી નર નારી રે. પર. ૧૯૮

આત્મરૂપથી વિશ્વ નિહાળે, ગુરૂ ભકતો રસરંગે રે;
મરણ જીવનને પ્રેમે ભૂલી, રહેતો પૂર્ણ ઉમંગે રે. પર. ૧૯૯

ગુરૂ ભકતોની ચરણધૂલીના, સ્પર્શથકી નરનારી રે;
શુદ્ધ બને છે શ્રદ્ધા પ્રેમે, મહિમા એવો ભારી રે. પર. ૨૦૦

પ્રભુ ન આપે તે ગુરૂ આપે, ગુરૂ કરતાં ગુરૂ ભકતો રે;
આપે તેવું કોઇ ન આપે, શિષ્ય ભકત છે સંતો રે. પર. ૨૦૧

ગુરૂની સેવા ભક્તિમાંહી, સર્વે ધર્મ સમાયા રે;
સર્વ લબ્ધિયો સત્ય સમાઇ, પ્રેમ પ્રતીત કહાયા રે. પર. ૨૦૨

એવું નિશ્ચય જાણી ભકતો, સાત્વિક ભક્તિ સેવા રે;
કરવામાં રંગીલા પૂરણ, પામે મહાવીર દેવા રે. પર. ૨૦૩

ગુરૂ ભકતોને પ્રભુ દર્શન દે, ક્ષણમાં બ્રહ્મ પ્રકાશે રે;
કોટિ વર્ષ તક જે નહીં થાવે, ક્ષણમાં જ્ઞાન વિકાસે રે. પર. ૨૦૪

ગુરૂ ભકતોનું હૃદય શુદ્ધ છે, તેમાં જ્ઞેય પ્રકાશે રે;
રાગદ્વેષનું દ્વંદ રહે નહિ, પરમાનંદ વિલાસે રે. પર. ૨૦૫

ગુરૂ ભકતના હૃદયાકાશે, પ્રભુધ્વનિયો પ્રગટે રે;
તે સહુ વેદો જાણો નિશ્ચય, તેથી માયા વિઘટે રે. પર. ૨૦૬

વિદ્યાઓ સહુ ગુરૂ ભકતોને, સહેજે પ્રગટી ફળતી રે.
ગુરૂભકતોનું પુણ્ય વધે છે, દુર્લભ શકિત મળતી રે. પર. ૨૦૭

ગુરૂની સેવા ચાકરી કરતાં, જ્ઞાન મળે છે પ્રેમે રે;
જ્ઞાન વધે તે ફળે ઘણુંને, જીવન જાતું ક્ષેમે રે. પરબ્રહ્મ. ૨૦૮

ગુરૂ વચન સુણતાં જે મળતું, શ્રુતિ ને જ્ઞાન તે જાણે રે;
મરતાં પરભવ સાથે આવે, ગુરૂકુલ વાસ પ્રમાણે રે. પરબ્રહ્મ. ૨૦૯

ગુરૂ સાથે રહેતાં બહુ અનુભવ, શિષ્યોના મન થાતો રે;
આત્માનુભવ દર્શન થાતાં, ભાવ અભેદ સુહાતો રે. પરબ્રહ્મ. ૨૧૦

ગુરૂ રીઝથી જે આપે તે, મળે ન બીજી રીતે રે;
ગુરૂ રીઝવવા વિનયાદિકથી, વર્તવું સાચી પ્રીતે રે. પરબ્રહ્મ.

ગુરૂને શિષ્યો. ભક્તો પ્રીતે, આનંદ રસે રસીલા રે;
વર્તે ત્યાં છે સ્વર્ગને સિદ્ધિ, એકરૂપ એક દિલા રે. પરબ્રહ્મ.

ગુરૂ ભક્તિની આગળ લક્ષ્મી, સત્તાની શી ? કિંમત રે;
ઇન્દ્રાદિક પદવીથી શું છે, કરે શું ? પ્રગટી કિસ્મત રે. પર

સાત્વિક ગુરૂ ભક્તો શિષ્યોને. નિરૂપાધિક સુખ થાતું રે;
તેની આગળ રાજ્ય સુખો ક્યાં ? દુઃખ પછી પ્રગટાતું રે. પર

ગુરૂ ભક્તોના સાત્વિક સુખની, આવે નહિ કો તોલે રે;
જંગલમાં પરમાનંદ લહેરો, હેતા શિષ્યો બોલે રે; પર.

સાત્વિક સુખની પેલી પારે, અનંત આનંદ સાચો રે;
ગુરૂના ભક્તો શિષ્ય બનીને, તે લેવાને રાચો રે. પર.

અનંત આત્માનંદની આગળ, બીજા આનંદ બિંદુ રે;
વિષયાનન્દ છે બિંદુ સરખો, આત્માનંદ તે સિન્ધુ રે. પર.

આત્માનંદ અનંત જ્ઞાનમય, ગુણાતીત અનુભવતાં રે;
વિષયરસોનો સ્વાદ ટળે છે, બ્રહ્મ રસામૃત સવતાં રે. પર.

આત્માનંદ રસના આસ્વાદે, ટળે વિષય રસ બુદ્ધિ રે;
કદાચ થતી એવી ગુરૂ સેવે, પ્રગટે સાત્વિક શુદ્ધિ રે. પર.

આત્માનંદ રસે રસિયા જે, વૈદેહી કહેવાતા રે.
જીવન્મુક્ત યોગી પદ પાતા, અલખ દશાને પાતા રે. પર.

ગુરૂ ભક્તો ચઢીને નહીં પડતા, વિઘ્ન નિવારી ચડતા રે;
અનેક જન્મોની ભક્તિથી, વચમાં નહીં લડથડતા રે. પર.

ગુરૂભક્તો ઉપસર્ગની સેના, આવી પાછી હઠાવે રે;
સ્વાધિકારે ધર્મ કરે સહુ, અંતરમાં ગુરૂ ધ્યાવે રે. પર.

ગુરૂનાં મ્હેણાં ટોણાં સહેતા, ગુરૂ ઠપકાઓ સહેતા રે;
ગુરૂ સમા સદ્ગુણથી બનીને, કર્મોદધિને વહેતા રે. પર.

ગુરૂ દિલથી દિલ જેનાં મળિયાં, ચાતો ઘાતે હળિયાં રે;
ગુરૂ પ્રેમે દિલડાં બહુ ભરિયાં, ભાગ્ય તેઓનાં વળિયાં રે. પર. ૨૨૪

કહેણી રહેણી સર્વ નિવેદી, ગુરૂ સલાહે ચાલે રે;
ગુરૂથી કહ્યું ન છાનું રાખે, તે ગુરૂ દિલમાં મ્હાલે રે. પર. ૨૨૫

શાસ્ત્ર રૂઢિ વશ થાય ન ક્યારે, આતમ લક્ષ્યમાં રાખે રે.
આત્મ શુદ્ધિ કરવાને માટે, પરમ પ્રેમ રસ ચાખે રે. પર. ૨૨૬

ગુરૂ આજ્ઞાએ રહેણી કહેણી, લોક લાજને ત્યાગે રે;
આત્મોપયોગી થઈને નિશ્ચય, રહેતો ગુરૂના રાગે રે. પર. ૨૨૭

અમુક વિચારોને આચારો, યોગે ગુરૂ જે ધારે રે;
પડે માન્યતા ભિન્નતદા તે, ગુરૂને શત્રુ વિચારે રે. પર. ૨૨૮

અમુક માન્યતા ક્રિયા વિચારો, મત ફેરે ગ્હે ફરતા રે
તેમાં ગુરૂને ભકતપણું નહીં, ભકતો સત્યને વરતા રે. પર. ૨૨૯

ગુરૂપર ઘડીમાં રાગી દ્વેષી, લોક વિચારે થાતા રે;
ગુરૂ ભકતો નહીં એવા શિષ્યો, મનના દાસ જણાતા રે. પર. ૨૩૦

લોક વિચારાચારે વર્તે, અસ્થિર બુદ્ધિવાળા રે;
મન અનુસારે ગુરૂને માને, ભકતપણાના ચાળા રે. પર. ૨૩૧

વેષાચાર ક્રિયામત યોગે, ભકતો ગુરૂ નહીં પામે રે;
આત્મગુરૂ દેહસ્થ મઝાના, જાણે ઠરે તે ઠામે રે. પર. ૨૩૨

મન કલ્પેલા મત આચારો, આત્મથકી છે ન્યારા રે;
મનનો પાર ન આવે ક્યારે, ભકતો સમજે સારા રે. પર. ૨૩૩

મત દર્શન સહુ ધર્મપન્થમા, મનની તાણાતાણો રે;
સાપેક્ષાએ ગુરૂ બોધથી, આત્મગુરૂ મન આણો રે. પર. ૨૩૪

સર્વ દેશી વ્યાપક નહીં પન્થો, ધર્મતણા સહુ જોશો રે;
સર્વ દેશી વ્યાપક ગુરૂ ગમવણ, અંતે ભટકી રોશો રે. પર. ૨૩૫

સર્વ દેશી વ્યાપક ધર્મોને, પન્થો ગુરૂજી જણાવે રે;
તેવા ગુરૂના ભકતો શિષ્યો, વીર પ્રભુને પાવે રે. પર. ૨૩૬

આત્મોન્નતિ ક્રમમાં ઉપયોગી, મત પન્થો આચારો રે;
સાપેક્ષાએ જાણી સેવો, કદાગ્રહો સંહારો રે. પર. ૨૩૭

સર્વ દેશમાં ભજવા માટે, એક દેશી ઉપયોગી રે;
નદી થઈ સાગરમાં ભળવું, જાણે અનુભવ યોગી રે. પર. ૨૩૮

સર્વ દેશમાં સર્વ કાલમાં, ગુરૂ સેવાથી શિષ્યો રે;
સર્વ દેશી આચાર વિચારો, થાતા કહે જગ દીઠો રે. પર. ૨૩૯

મત પન્થો આચાર વિચારો, સાપેક્ષાએ સાચા રે;
સમજે તે ગુરૂભક્ત બને છે, ગુરૂ ગમ વણ સહુ કાચા રે. પર. ૨૪૦

ગુરૂ કહે તે કરતા હરતા, એવી જેની ભક્તિ રે;
નડે ન તેને મત પન્થાદિક, જેની ગુરૂમાં પ્રતીતિ રે. પર. ૨૪૧

ગુરૂમાં પ્રેમ પ્રતીતિ પૂરણ, તેને વિચારાચારો રે;
સઘળા પરિમણુતા સાપેક્ષા,-યોગે શિવ નિર્ધારોરે. પર. ૨૪૨

દર્શન પન્થ મતાદિ સહુમાં, ગુરૂ ભક્તો નહીં મુંઝે રે;
ભક્તિ પ્રતાપે જ્યાં ત્યાં સહુમાં, સત્ય મઝાનું સૂઝે રે. પર. ૨૪૩

એકદેશી પણ કહેણી રહેણી, સર્વ દેશીમાં ભજતી રે;
મનઃ કલ્પનાતીત થવાથી, પરમ બ્રહ્મતા મળતી રે. પર. ૨૪૪

લિંગક્રિયામાં મ્હારૂં ત્હારૂં, માને નહીં ગુરૂ ભક્તો રે;
સાપેક્ષાએ માને ત્યારે, હોય કદિ ન અશક્તો રે. પર. ૨૪૫

વિધિ નિષેધ નહીં એકાન્તે, નહીં એકાંતે ધર્મો રે;
દેશકાલ અનુસારે ગુરૂના, ભક્તો કરતા કર્મો રે. પર. ૨૪૬

લિંગક્રિયા મત દર્શન પંથો, સમજ્યા વણુ જે વળગ્યા રે.
મતની તાણાતાણ કરીને, રહે ગુરૂથી અળગા રે. પર. ૨૪૭

હોય ગમે તે લિંગાદિક પણ, આતમ તેથી ન્યારો રે;
સમજાવે એવું ગુરૂબોધે, આતમ એક આધારો રે. પર. ૨૪૮

સહુમાં આતમ દેખે સરખા, જિન મહાવીર સ્વભાવે રે;
એવા ભક્તો ગુરૂગમવાળા, વીર પ્રભુ પદ પાવે રે. પર. ૨૪

ભિન્ન ભિન્ન મત દર્શનપંથી, લોકોને સમભાવે રે;
નિરખે સત્તાએ એક આતમ, ભકતો તે શિવ પાવે રે. પર. ૨

મન બુદ્ધિના ભેદ જેટલા, મત દર્શનના ભેદો રે;
થયા થશે ત્યાં ગુરૂ ભકતોને, જરા ન લાગે ખેદો રે. પર. ૨

એ સહુનું કારણ મન જાણી, મનને જે વશ લાયા રે.
આતમ ગુરૂમાં રંગે હળીયા, જૈનધર્મ તે પાયા રે. પર. ૨

તેવા મહાવીર ગુરૂ ભકતોને, નડે ન મનની માયા રે;
પરબ્રહ્મ મહાવીર બને તે, શુદ્ધાતમ લય લાયા રે. પર. ૨

ભલે બાહ્યથી વેષ ક્રિયાદિક, ભિન્ન ભિન્ન યદિ વર્તે રે;
તો પણ ગુરૂ ભકતો, એકજ છે, સ્યાદ્વાદની શર્તે રે. પર. ૨

એવું જાણે જે ગુરૂ ભકતો, પડે ન પાછા ક્યારે રે;
પાખંડી નાસ્તિકો વચ્ચે, રહેતા કદિ ન હારે રે. પર. ૨

ગુરૂ કૃપાને પામે જેઓ, તેઓ ગમે તે યોગે રે;
પરમાતમ મહાવીર પદ પામે, શુદ્ધ બ્રહ્મ ઉપયોગે રે. પર. ૨

મનનાં દર્શન મતને પન્થો, મનના મત આચારો રે;
ગુરૂ ભકિતથી મન વશ થાતાં, આનંદ અપરંપારો રે. પર. ૨

મનડું જૈનને આતમ જિન છે, ગુરૂ પ્રભુ એ જાણો રે;
મનો દશા યાવત્ તાવત્ છે, ભકતો શિષ્ય પ્રમાણો રે. પર. ૨

આતમ ગુરૂના શરણે રહીને, મનોદશા જય કરવા રે;
ભકતોને ગુર્વાધીન રહેવું, ભવ પાથોધિ તરવા રે. પર. ૨

ગુરૂ ભકતોને મનડું વશમાં, ભકિત ભાવથી થાવે રે.
અનુક્રમે સાત્વિક ગુણ વૃદ્ધિ, પ્રીતે અદ્વૈતભાવે રે. પર. ૨

આતમ એક બને જ્યારે તે, કર્મ ટળે સહુ લાગ્યાં રે.
આતમ અદ્વૈત ત્યારે જાણો, જીત નગારાં વાગ્યાં રે. પર. ૨

આતમ અનુયાયી મન વર્તે, ત્યારે જ્ઞાની ભકતો રે;
ગુરૂ ભકિતવણ કાંઈ ન બનતું, સમજે નહીં આસકતો રે. પર. ૨

ગુરૂ ભક્તિમાં સર્વ રહ્યું છે. અન્ય કશું ન વિચારો રે;
ગુરૂ ભક્તિમાં નિશ્ચલ રહીને, આતમને ઝટ તારો રે. પર. ૨૬૩

બહુ બોલે ને બહુ સુણે તે, બનતો મનમાં બોઠો રે;
બહુ ક્રિયાને બહુ વિચારે, ટળે ન માયા ગાંઠો રે. પર. ૨૬૫

કહેણી સરખી રહેણી રાખે, ગુરૂ આજ્ઞાએ ચાલે રે;
ગુરૂ ભક્તો એવાં નર નારી, આતમ સુખમાં મ્હાલે રે. પર. ૨૬૫

મન છે બ્રહ્મા હરિ હરાદિક, સર્વ સૃષ્ટિને માયા રે;
ગુરૂને મન સોંપે તે ભક્તો, માયાતીત પદ પાયા રે પર. ૨૬૬

જડ કરતાં આતમની અનંતી. કિંમત જેઓ કરતા રે;
ગુરૂની ગુરૂતાના તે ભક્તો, ગુરૂ ભક્તિને વરતા રે. પર. ૨૬૭

જડની મમતા ધરે ન કિંચિત્, ગુરૂની સેવા માટે રે;
ગુરૂ માટે જડ ધન અર્પણ છે, ગુરૂ ભક્તિ શિરસાટે રે. પર. ૨૬૮

ગુરૂ માટે જીવ્યું ઉપયોગી, નહીં તો મરવું સારૂં રે;
એવી નિશ્ચય ભક્તિ જેની, તે ભવ સાગર તારૂં રે. પર. ૨૬૯

દેશ રાજ્ય સંઘાદિક પ્રગતિ, માટે આતમ ભોગી રે;
ગુરૂ ભક્તિથી સર્વ શક્તિયો, પ્રગટ કરંતો યોગી રે. પર. ૨૭૦

સર્વ જાતની વિદ્યાદિકની, શક્તિઓ પ્રગટાવો રે;
શક્તિયો સહુ ગુરૂ ભક્તિમાં, વાપરવા લય લાવો રે. પર. ૨૭૧

ગુરૂભક્તોને આસવ કાર્યો, સંવરભાવે થાતાં રે:
ભવનાં બન્ધન મુક્તિ રૂપે, દિલમાં પરિણમાતાં રે. પર. ૨૭૨

ભિન્ન ભિન્ન મત દર્શન પન્થો, ભક્તિએ છે સવળા રે;
ભક્તિ આતમ જ્ઞાન વિના તે, પરિણમતા તે અવળા રે. પર. ૨૭૩

ગુરૂ ભક્તિથી દોષ અનંતા, ક્ષણમાં ટળે વિચારો રે;
ગુરૂભક્તોને પુણ્ય તે સંવર, કર્મ નિર્જરા ધારોરે. પર. ૨૭૪

શુભ આશયથી ગુરૂની ભક્તિ, પ્રભુસ્વરૂપ પરખાવે રે;
વેષક્રિયાથી પેલી પારે, આતમ ગુરૂ દર્શાવે રે. પર. ૨૭૫

વાચિક કાયિક આત્મિક શક્તિ, કેલવણી કેલાવેરે;
ગુરૂ ભક્તોનાં સત્કાર્યો એજ, વ્યાપક ગુરૂ સુહાવે રે. પર.

સત્કાર્યોએ શુભોન્નતિ છે, ગુરૂરૂપ અવધારો રે;
પ્રકૃતિને આત્મા બન્ને, વ્યવહારે ગુરૂ ધારો રે. પર.

પ્રકૃતિ એ બાહ્યરૂપ છે, ગુરૂનું સાપેક્ષાએ રે;
અંતર જ્ઞાનાદિક ગુરૂરૂપ જ, નિશ્ચયથી કહેવાએ રે. પર.

બાહ્યાંતર ગુરૂરૂપ વિચારી, બાહ્યાંતર શક્તિયો રે;
પ્રગટાવે તે ગુરૂભક્તો છે, શુદ્ધ કરે વ્યક્તિયો રે. પર.

સર્વ દેશમાં સર્વ કાલમાં, સર્વોન્નતિ કરનારા રે;
ગુરૂને ગુરૂભક્તો પ્રગટે છે, ભિન્નાચારવિચારા રે, પર.

ગુરૂ ભક્તો વણ વિશ્વ ન ખાલી, ગુરૂઓ જ્યાં ત્યાં પ્રગટે રે;
ભિન્નાચાર મતાદિક ધારક, સમજે માયા વિઘટે રે. પર.

પરબ્રહ્મ મહાવીર પ્રભુનું, શાસન સહુ દુનિયામાં રે;
ગુરૂને ભક્તો પ્રભુને પામે, જૈનધર્મ સમજ્યામાં રે. પર.

અસંખ્ય બાહિર ભેદ હોય પણ, નામાચાર વિચારે રે;
અંતરાતમ મહાવીર એકજ, જૈનો મનમાં ધારે રે. પર.

અંતર ગુરૂ ને દેવ એકછે, ભક્તો એહવું ધારો રે.
ભક્તિ જ્ઞાન પ્રતાપે મુક્તિ, પામો મન અવધારો રે. પર.

ભક્તિ જ્ઞાન એ જૈનધર્મ છે, જૈનધર્મ આતમમાંરે;
આતમ પ્રભુને ગુરૂભક્ત છે, જાણી પડો ન ભ્રમમાં રે. પર.

નભ જ્યાં ત્યાં આતમ છે સર્વે, આતમ જૈનજ ધારો રે.
આતમ મહાવીર હરિહર બ્રહ્મા, આતમ ગણવો પ્યારો રે. પર.

ગુરૂ ભક્તો આતમને પામે, મિથ્યા મોહ નિવારી રે;
જડક્રિયામાં મુંઝાતા નહીં, આતમ ધર્મને ધારી રે. પર.

શુષ્ક જ્ઞાની થાતા નહીં ભક્તો, ગુરૂ ભક્તિના રસિયારે;
ગુરૂને તનમનધન સહુ સોંપી, ત્યાગી ભક્ત ઉલ્લસિયારે. પર.

ત્ય પ્રેમ વણુ ભક્ત ન કોઇ, જોયો જગમાં જોઇ રે;
ાંખોમાં પ્રીતિ ઉભરાતી, પ્રેમે રહેતા રોઇ રે. પર. ૨૮૯

્રેમી ભક્તોની મન વાણી, કાયા અમૃત ઝરતી રે,
ક્તોના આત્મામાં દેવી–, શક્તિયો અવતરતી રે. પર. ૨૯૦

ભક્તિ સેવા વણુ કોઇ જ્ઞાની, બને નહીં મન જાણ્યો રે;
અનંત તીર્થંકરની વાણી, એવી મનમાં આણ્યો રે. પર. ૨૯૧

જ્ઞાનાદિકને બહુ ભણાવે, અનુમોદે બહુ ભાવે રે;
ગુરૂ ભક્તો પરમાર્થી, સર્વે, કરવામાં લય લાવે રે. પર. ૨૯૨

ગુરૂ ભક્તો પરમાતમ પ્યારા, ધર્મોદ્ધારક સારા રે;
ગુરૂ ભક્તોનું સર્વે સારૂં, દોષો પણ છે પ્યારા રે. પર. ૨૯૩

આત્માપેક્ષાએ કર્મો તે, દોષરૂપેજ ગણાતા રે;
આત્મોન્નતિમાં તે પણ હેતુ, તેથી ગુણો ભણાતા રે. પર. ૨૯૪

કર્મો તે દોષો છે સર્વે, પ્રકૃતિ તે જાણો રે;
આત્મોન્નતિ હેતુથી પ્યારા, સાપેક્ષ મન આણો રે. પર. ૨૯૫

ગુણ તે દોષજ દોષ ગુણો છે, સાપેક્ષાએ સમજો રે;
ગુરૂ ભક્તિથી ગુરૂ રૂપે સહુ, થાતું ગુરૂમાં રમજો રે. પર. ૨૯૬

ગુરૂ ભક્તોને દોષ નહીં છે, સ્વાધિકારથી કર્મે રે;
ગુણ કર્માદિક સર્વ પ્રવૃત્તિ, પરિણમે છે ધર્મે રે. પર. ૨૯૭

આજીવિકાદિક પ્રવૃત્તિ, કરતા ભક્તો પ્રેમે રે;
અલ્પ દોષને બહુ ધર્માદિક, કરતા કર્મો ધર્મે રે. પર. ૨૯૮

કર્મો છે ધર્મો–ભક્તોને, તમોગુણી ન નિવૃત્તિ રે;
તમોગુણી નિવૃત્તિ ત્યાગી, કરતા ધર્મ પ્રવૃત્તિ રે. પર. ૨૯૯

ગુરૂ ભક્તોને પાપ નહીં છે, ધર્મ્ય પ્રવૃત્તિ કરતાં રે;
આપત્કાલાદિક અનુસારે, ધર્મો મન ધરતાં રે પર. ૩૦૦

પરાર્થ માનવ પરાર્થ ઇચ્છા, કેવલ જ્ઞાને આવે રે;
ગુરૂ ભક્તોના ગુણનો પાર જ, તોપણ કદિ ન આવે રે. પર. ૩૦૧

ગુરૂ ભકતોનું સ્વરૂપ પ્રકાશ્યું, કિંચિત્ અનુભવ યોગે રે;
ગુરૂ ભકતોના ગુણ ગાવામાં, પ્રવૃત્ત પ્રેમ પ્રયોગે રે. પર. ૩

ગુર્જર વિજાપૂર નગરમાં, ભક્ત સ્વરૂપ પ્રકાશ્યું રે;
આતમ અનુભવ જ્ઞાન પ્રમાણું, હર્ષોલ્લાસે વિકાશ્યું છે. પર. ૩

સંવત ઓગણિશ છોતેર સાલે, વિજાપુર ચોમાસું રે;
ગ્રન્થ રચ્યો ગુરૂ ભકિત સ્વરૂપજ, બ્રહ્મ સ્વરૂપ પ્રકાશ્યું રે. પર. ૩

અષાડ ગુરૂ પૂર્ણિમા પ્રેમે, ભણે સુણે જે ભાવે રે;
બુદ્ધિસાગર મંગલ માલા, પગલે પગલે પાવે રે. પર. ૩

---

( ૧૩ )

## आत्म कृष्ण छत्रीसी.

કૃષ્ણ ભાવ.

આતમ તે હું કૃષ્ણ હરિ ગોપાળ છું,
વાસુદેવને દેવકીનંદન બેશ જો;
મુરલીધર તે આતમ હું છું સર્વદા,
અધ્યાત્મથી જાણે નાસે કલેશ જો. આતમ.

અસંખ્ય પ્રદેશી આર્યાવર્ત શુભ છે સદા,
કાલ અનાદિ અનંત મથુરા આધારમાં;
પંચ ઇંદ્રિય ગુન વાળી ગોકુલ જાણું,
મનડું મથુરા-વાસ દેવકી ઘટ જો. આતમ.

મતિ યશોદા અનુભવ નંદ તે જાણીએ,
યમુના સમકિતગુણ શીતલ નીરમાં;
વિવેક ગોવર્ધન પર્વતને જાણીયે,
ઇન્દ્ર તે અહંકાર અનાદિ પીરમાં. આતમ.

કુમતિ કુબ્જા રાધા આતમ પરિણતિ,
યાદવકુલ આતમનો સાચો રાગ જો;
વૃન્દાવન તે ભક્તિ નવધા જાણવી,
મોહવૃત્તિ તે કાલીનાગણ નાગ જો. આતમ. ૪

કર્મપ્રકૃતિ દ્વારિકા નગરી બની,
ઔદયિક ભાવ તે જલધિ નગરી પાસ જો;
નવદ્વાર તે ગૃહો જ નવ જાણો જનો,
સાત સમુદ્રો સાત ધાતુના ખાસ જો. આતમ. ૫

વેદાગમ વાણી જ્ઞાતા ગોવિન્દ છે,
મિથ્યાવૃત્તિ દુષ્ટ પુતના નાશ જો;
જ્ઞાનાદિક આવરણો રાક્ષસ દુષ્ટ છે,
બહિરાતમ તે કંસતણો છે વિનાશ જો. આતમ. ૬

અંતરવૃત્તિ ગોપીઓની સાથમાં,
સાત્વિક નવરસના ખેલાતા રાસ જો;
અનંત આનંદ પ્રગટે નવનવ તાનમાં,
રસ ભોગવતી ગોપીઓ ગુલતાન જો. આતમ. ૭

વેદશ્રુતિયો સર્વ બની મહીયારણો,
ચિત્તકુ મટકી જ્ઞાનદધિ સોહાય જો;
જ્ઞાનદધિ વણ બાકી વિદ્યા છાશ છે,
સમજે તેને બાહિર ભમણા જાય જો. આતમ. ૮

માયા બગને કામ તે ધેનુક મારિયા.
વિષય વાસના સર્પકાલી સંહાર જો;
શમ દમાદિક સદ્ગુણ છે ગોવાળીઆ,
તેઓ સાથે આત્મકૃષ્ણનો પ્યાર જો. આતમ.

ઉપનિષદો શુભ વૃત્તિયો ગાયો ભલી,
દોનારો આતમ ગોપાળ ગવાય જો;

અનુભવ દહીંને માખણ સાત્વિક ભાવના,
અનંત આનંદ ઘૃત રસ પુષ્ટ થવાય જો. આતમ.

ઇન્દ્રિયોની સુખ વૃત્તિયો મેઘ છે,
ત્રિવિધતાપો દાવાનલ દુઃખ જાણ જો;
અનંત બ્રહ્માંડોમાં વ્યાપક વિષ્ણુ છે,
કેવળજ્ઞાની આતમ સત્ય પ્રમાણ જો. આતમ.

અનહદ નાદની મધુરી સારી મોરલી,
આતમ કૃષ્ણ વગાડે પૂરણ તાન જો;
પરા પશ્યંતીવાણી ગાયો સાંભળી,
વૃત્તિ ગોપીઓ સુણી થતાં બે ભાન જો;

ગોપીઓને ગાયો મોરલી સાંભળી,
તન્મયતારૂપ સુરતા પામે સંગ જો;
નામરૂપ મય પિંડ અને બ્રહ્માંડનાં,
ભાન ભૂલીને પામે આતમ રંગ જો. આતમ.

કૃષ્ણ તે બાલક પ્રેમ સ્વરૂપી આતમા;
સમકિત જ્ઞાની અંતર આતમ શ્રેષ્ઠ જો;
મોટો થાતાં દ્વારિકામાં આવિયો,
મોહ જરાસંધ માર્યો પાડી હેઠ જો. આતમ

વૈદેહી વૃત્તિ તે અંતર દ્વારિકા,
કરવા માંડયું ત્યાં આતમ સામ્રાજ્ય જો;
સંયમ રાજ્યે અનંત ઋદ્ધિ પામતા,
ઉપયોગ જ બલદેવજી કરતા સાજ જો. આતમ.

જ્ઞાન વિલાસી અનુભવ તે વસુદેવજી,
જ્ઞાનાદિ વસુદાયક ભૂપ મહાન્ જો;
ક્ષાયિક નવ લબ્ધિ લક્ષ્મીએ શોભતી,
દ્વારિકામાં દે દાતારો દાન જો. આનમ. ૧

સાત્વિક ભાવો પાંડવ સૈન્ય બની ભલું,
આસુરીભાવો તે કૌરવ સૈન્ય જો;
દિલ કુરૂ ક્ષેત્રે મહાભારતનું યુદ્ધ છે,
દેહ ક્ષેત્ર તે ભારત બ્રહ્મ અદ્વૈત્ય જો. આતમ, ૧

દેહ રથે ત્યાં આતમ કૃષ્ણ છે સારથી,
અર્જુન તે ઉપયોગ જ કરતો યુદ્ધ જો;
આંતર સંયમ શક્તિયો શસ્ત્રો ભલાં,
ધ્યાન ધારણા ધરે સમાધિ શુદ્ધ જો. આતમ. ૧

આસુરી વૃત્તિ કૌરવને મારિયા,
વપુ ભારતમાં પાંડવ કરતા રાજ્ય જો;
સંયમ ભાવ તે યુધિષ્ઠિરને જાણવો,
બ્રહ્મચર્ય તે ભીમ બલીની સાજ જો. આતમ. ૧

શાતા વૃત્તિ દ્રૌપદી અંતર જાણવી,
કામભાવ તે કીચક બલો કૂડ જો;
બ્રહ્મચર્ય ભીમે તેને માર્યો ખરે,
તપા ત્યાગ તે વનવાસજ થયે મૂલ જો. આતમ. ૨

અર્જુન રૂપી ઉપયોગ જ ને બોધતાં,
આતમ કૃષ્ણે ગાયું અંતર ગીત જો;
ભગવદ્ ગીતાલ્યો તે અંતર અનુભવી,
ટાળી નાખો સાત પ્રકારે ભીત જો. આતમ. ૨

કર્મ ક્ષેત્રમાં કુરૂ યુદ્ધ નિશદિન થતું,
જોતાં અંતરમાં સહુને જ જણાય જો;
કર્તા કર્મ કરણ આદિ ષટ્કારકો,
આતમ કૃષ્ણ સ્વરૂપે અનુભવાય જો. આતમ. ૨

ષટ્ કારકોમાં આતમ કૃષ્ણ વિલસતા,
પરાભવનો પામે નહીં મન પાર જો;

મંનને જીત્યાથી મહાવીર પ્રભુ બનું,
આતમ કૃષ્ણો સેવે મહાવીર દેવ જો;
ત્રણ ગુણાતીત આતમ તે મહાવીર છે,
હરિહર બ્રહ્મા સારે નિશદિન સેવ જો. આતમ. ૩

પરબ્રહ્મ મહાવીર પ્રભુ જિન વિષ્ણુ છે,
અનંત તેના કૃષ્ણાદિક અવતાર જો;
કૃષ્ણ કહો કે વીર કહો એક રૂપ છે,
સમજ્યા વણુ મત દર્શન ભેદ અપાર જો. આતમ. ૩

અનંત નામો આતમનાં જાણો જનો,
અરિહંત તીર્થંકર બ્રહ્મા રામ જો;
હરિહર બ્રહ્મા બુદ્ધ સિદ્ધ પરબ્રહ્મ જિન,
નામ અર્થને સમજી બનો નિષ્કામ જો. આતમ. ૩

પરમ પ્રભુ મહાવીર પ્રબોધે જાણિયો,
આતમ તે હરિ કૃષ્ણ જણાયા સત્ય જો;
જ્ઞાન ભક્તિને કર્મ યોગ ઉપાસના,
એવં જાણ્યે જૈન ધર્મ શુભ કૃત્ય જો. આતમ. ૩

સાત્વિક આતમ શુદ્ધાતમ વિષ્ણુ કહ્યો,
પોતે હું છું વિષ્ણુ હરિજિન ખાસ જો;
જૈન જિનેશ્વર આતમ સર્વે ધર્મી છું,
અસંખ્ય નયના જ્ઞાને છે વિશ્વાસ જો. આતમ.

ભિન્ન ભિન્ન નામો દેવોનાં ધર્મનાં,
આત્મામાં તે સમાય જાણો સર્વ જો;
નયનિક્ષેપાએ જ્ઞાન વિવેક છે,
મન વિકલ્પે ટળે ન રહેતો ગર્વ જો. આતમ.

નયનિક્ષેપાદિકથી આતમ કૃષ્ણને,
વિચારંતા થાતા મહાવિદ્વાન જો;

નિર્વિકલ્પક આતમ કૃષ્ણ અનુભવે,
સ્વયં કૃષ્ણને સ્વયં બને ભગવાન્ જો. આતમ

વિજાપુરમાં કૃષ્ણ છત્રીશી ગાઇ મેં
અનુભવ આનંદ પ્રગટયો અપરંપારજો.
ઓગણીશ ઇોતેર આષાઢી એકાદશી.
બુદ્ધિસાગર સફલ થયો અવતારજો. આતમ

આત્મ કૃષ્ણ છત્રીશી સમાપ્ત.

ॐ अर्हन्महावीरप्रभुः

ॐ अर्हंशांतिः

ॐ रविसागरगुरुभ्यो नमः

ॐ सुखसागरगुरुभ्यो नमः